શ્રી ચતુર્વિંશતિ તીર્થંકરેભ્યો નમઃ

## સૂરત અને સૂરત જિલ્લા દિગમ્બર જૈન મંદિરોનો

# મૂર્તિ-લેખ સંગ્રહ

( ઘોઘા, ભાવનગર મંદિર મૂર્તિલેખ સહિત. )

લેખક, સંગ્રહકર્તા અને પ્રકાશક :

મૂળચંદ કસનદાસ કાપડિયા

કાપડિયા ભવન, ~~ગાંધીચોક-સૂરત~~

વીર સં. ૨૪૯૦ ]  સં. ૨૦૨૦  [ સન ૧૯૬૪

મૂલ્ય-વાંચન, મનન, અનુકરણ અને સંગ્રહ

( માત્ર પોસ્ટ ખર્ચ ૦-૬૦ મોકલવાથી વિના મૂલ્ય )

# ગ્રન્થ–ઇતિહાસ, હિસાબ, લાભ અને નિવેદન.

આવો મોટો પ્રાચીન ઐતિહાસિક સાહિત્ય ગ્રન્થ કેવી રીતે તૈયાર થયો હશે અને એ કેવી રીતે તદ્દન મફત બહાર પાડવામાં આવ્યો છે તે જાણવા દરેક પાઠક ઇંતેજાર હશે તેથી આ ગ્રન્થનો ઇતિહાસ નીચે મુજબ આપવાનું અમે ઉચિત ધારીએ છિયે.

આજથી ૪૧ વર્ષ ઉપરની આ વાત છે કે શ્રી જૈનધર્મભૂષણ ધર્મદિવાકર શ્રી બ્ર. સીતલપ્રસાદજી 'જૈનમિત્ર' ના સંપાદક હોવાથી વારંવાર સૂરત આવતા તે દરમ્યાન આપ સંવત ૧૯૭૯ માં સૂરત પધારેલા ત્યારે આપે સૂરતમાં ગોપીપરામાં આવેલા નરસિંહપુરા દિ૦ જૈન મંદિરના શાસ્ત્ર ભંડારની સાર સંભાળ કરી હતી અને ૫૮૬ હસ્તલિખિત શાસ્ત્રો જે સંસ્કૃત પાકૃત અને જુના ગુજરાતી ભાષામાં ૨૮ થી ૩૮ છે તેની યાદી પણ તૈયાર કરી હતી તે વખતે અમે પણ ઉપસ્થિત રહ્યા હતા ત્યારે અમારો બંનેનો વિચાર થયો કે આ શાસ્ત્ર ભંડારમાં જુના ગુજરાતી પદ્ય ભાષાના હસ્તલિખિત રાસ ગ્રન્થો આશરે ૨૦ છે તે જો તેજ રૂપમાં પ્રકટ કરવામાં આવે તો આ દિ૦ જૈન પ્રાચીન ગુજરાતી સાહિત્યનો ઉદ્ધાર થાય અને ગુજરાતના દિ૦ જૈનોને એનો લાભ મળે.

એ પછી એ બાબત પ્રયાસ કરવાથી સુરતમાં નવાપરામાં એક જાહેર સભા શ્રી બ્ર. સીતલપ્રસાદજીના પ્રમુખપદે સં. ૧૯૭૯ના જેઠ સુદ ૫ (શ્રુતપંચમી) ની રાત્રે મેળવવામાં આવી હતી. જેમાં પ્રથમ સ્વ. મકનદાસ દુલ્લભદાસ ફંડ તરફથી દિ૦ જૈન પાઠશાળાના વિદ્યાર્થીઓને ઇનામ અપાયા હતા. બાદ શ્રી બ્ર. સીતલપ્રસાદજીએ ઉત્તમ ભાષણ કરી સુરતમાં દિ૦ જૈન ગુજરાતી સાહિત્યોદ્ધારક ફંડ સ્થાપન કરવાની જરૂરીયાત દર્શાવી હતી જેને અમોએ તેમજ

શા. છગનલાલ ઉત્તમચંદ સુરૈયા વગેરેએ ટેકો આપ્યો હતો. જેથી એજ સમયે એ માટે એક ફંડ સ્થાપન કરવા ૮૨૧) ની ટીપ થઈ હતી તેમાં ૧૦૧) અમારા હતા ને બાકી ૫૧) ૨૫) ૧૧) ૫ વગેરે રકમો હતી. તથા એ પછી " દિગંબર જૈન " માં અપીલ કરવાથી ૧૦૧) શા. હરજીવન રાયચંદ શાહ આમોદ તરફથી ને બીજા ૫) મળવાથી આ ફંડ ૯૨૭) નું નોંધાયું હતું પણ તેમાંથી ૭૩૭) વસુલ આવ્યા હતા અને એક વ્યવસ્થાપક કમેટી પણ નિમાયલી તેમાં મંત્રી તરીકે અમોને નીમ્યા હતા.

એ પછી વીર સં. ૨૪૫૩ ચૈત્ર સુદી ૩ તા. ૪-૪-૨૭ ની રાત્રે પાઠશાળાના મકાનમાં એક મીટિંગ અમે બોલાવી હતી, જેમાં પ્રમુખસ્થાન શા. ગમનલાલ ખુશાલચંદ સુતરવાલાને અપાયું હતું અને એ મીટિંગમાં આમોદના શેઠ હરજીવન રાયચંદ શાહ અને સુરતના શા. ચુનીલાલ વજેચંદ પાઘડી બાંધનારના સ્વર્ગવાસનો શોકનો ઠરાવ કરવામાં આવ્યો હતો અને ગુજરાતી દિ० જૈન સાહિત્યોદ્ધારક ફંડ માટે ભાઈ ગમનલાલ સુતરવાળા અને શા. કાંતીલાલ હરગોવનદાસ રેશમવાળાને કોષાધ્યક્ષ નીમ્યા હતા. તેમજ આ ફંડ તરફથી પ્રથમ પ્રદ્યુમ્નકુમાર રાસ, શ્રીપાળ રાસ અને કર્મ-વિપાક રાસ જે જુની ગુજરાતી ભાષામાં પદ્યમાં છે તે પ્રકટ કરવાનો અને તે કામ અમને સોંપવાનો ઠરાવ થયો હતો.

એ પછી અમે એ બાબતમાં સોનાસણ નિવાસી શા. છોટાલાલ ગુલાબચંદ ગાંધીને આ કાર્યની પ્રેસ કોપી તૈયાર કરવાની સૂચના કરતાં તેઓએ એ કબુલ કરી અમુક સમયમાં એ કાર્ય કરી આપ્યું હતું. તે પછી અમોએ આ ત્રણે ગુજરાતી રાસના ગ્રન્થો આ ફંડ તરફથી છપાવીને સન્ ૧૯૨૭ માં પ્રગટ કર્યા હતા. જે વ્યવસ્થા કમેટીના ઠરાવ પ્રમાણે ૫૧) સુધી આપનારને મફત ને ૨૫) સુધી આપનારને લાગતથી અડધી કિંમતે અને બાકી લાગત

[illegible] વેચાણ નહી રહેલું તે અમારે જાહેર ખબરો કરી આપે એ પ્રયાસ કર્યો હતો પણ ગુજરાતમાં દિ૦ જૈન સાહિત્યનો શોખ બહુજ ઓછો હોવાથી આ પુસ્તકો વિશેષ ખપ્યા નહિ તેથી એ માલ વહેંચી દેવા ઠરાવ પાછળથી કરવામાં આવેલો અને હજુ સુધી એ, જે મંગાવે તેને મફત મોકલાય છે.

હવે ફંડના સંબંધમાં સંક્ષિપ્તમાં લખવાનું કે થોડીક સહાયતા ને વેચાણ સાથે ૯૦૩)= આવેલા અને ૩૧૧ા= ખર્ચ થયેલો જેથી ૪૦૦) બેંક ઓફ બરોડા સેવીંગ્સ ખાતામાં ૨૭–૪–૨૭ દિને મુકાયેલા અને બાકી રૂ. ૯૧ાll અમારા હાથ પર સિલક રહેલી.

એ પછી આ કાર્ય બંધ કરવું પડેલું ને રૂ. બેંકમાં વ્યાજે રહ્યા અને આખરે ૨૩–૬–૪૦ ને રોજ શા. ઠાકોરદાસ જમનાદાસ ચુડાવાલાના પ્રમુખપદે એક મીટિંગ બોલાવવામાં આવી હતી જેમાં ૬ સદસ્યો હાજર હતા જેમાં આ ફંડના રૂપ્યા જે બેંકમા છે તે શા. ગમનલાલ ખુશાલચંદ સુતરવાલા ગુજરી ગયેલા હોવાથી તે રૂપિયા શા. કાંતીલાલ હરગોવનદાસના નામ પર રાખવાનો તથા હિસાબ મંજુર કરવાનો ઠરાવ થયેલ તેમજ આ ખાતું ૧૭ વર્ષોથી બંધ પડેલું છે તો હવે એ રૂપ્યા વ્યાજ સાથે જેટલા થાય તે બધાજ સુરતમાં વિદ્યાદાનમાં પાઠશાળા અને શ્રાવિકાશાળાને આપી દેવા એવો ઠરાવ સર્વાનુમતે થયો હતો.

એ પછી ઉપલી મીટિંગમાં હાજર નહી રહેનાર શ્રી છગનલાલ ઉત્તમચંદ સરૈયા, શા. જીવરાજ ગુલાબચંદ ગાંધી અને શા. નેમચંદ કસ્તુરચંદ શાહે અમને તથા કોષાધ્યક્ષ શા. કાંતીલાલ હરગોવનદાસને રજીસ્ટર્ડ નોટીશ આપેલી કે ગુજરાત દિ૦ જૈન સાહિત્યોદ્ધાર ફંડની રકમ વિદ્યાદાનમાં આપી દેવાનો જે ઠરાવ એની વ્યવસ્થાપક કમેટીએ કર્યો છે તે બરાબર નથી માટે એ બાબત ફરી વિચાર કરવા સુરતના દિ. જૈનોની જાહેર સભા બોલાવવી જોઈએ વગેરે.

આથી અમોએ તા. ૨૮-૭-૪૦ ની રાત્રે ફુલવાડીમાં જાહેર મીટિંગ બોલાવેલી જેમાં શા. જયંતીલાલ રતીલાલ રેશમવાળાને પ્રમુખસ્થ ન અપાયું, હતું જેમાં પ્રથમ શ્રી ઐલક પન્નાલાલજી (બ્યાવર) બ્ર. ભગવાનદાસજી મહેમદાવાદ અને મુનિ અનંતકીર્તિનો કુંભોજમાં સ્વર્ગવાસ થવાથી તે બાબતનો શોક ઠરાવ અમે વિવેચન સાથે રજુ કરેલો તે પાસ થયા પછી ઉપલા ફંડનો ઉપયોગ વિદ્યાદાનમાં ન કરતાં એમાંથી ગુજરાતી ભાષાના સસ્તા કે મફત ગ્રંથો પ્રકટ કરવા એવો ઠરાવ ભાઈ છગનલાલ ઉત્તમચંદ સરૈયાએ મુકેલો તેને શા. તનસુખલાલે ટેકો આપેલો તે પર અમે સુધારો રજુ કરેલો કે આ ફંડની રકમ માટે જે ઠરાવ તા. ૨૩-૬-૪૦ ની બ્ય. મીટિંગમાં થયેલો છે. તે કાયમ રાખવો. આ સુધારાને શા. પ્રેમચંદ મોહનલાલ ચુડાવાલાએ ટેકો આપેલો તે પછી એ પર વિવેચનો થઇ અંતમાં મત લેવાતાં મૂળ ઠરાવ ૧૩ વિરૂદ્ધ ૯ મતે પાસ થયો હતો એટલે એ રકમ પાછી જેમની તેમ રહી હતી.

એ પછી કંઈ થયું નહીં ને ૧૪ વર્ષ વીતી ગયા ત્યારે અમે તા. ૩-૧૦-૫૪ દિને બપોરે ફુલવાડીમાં ફરી જાહેર સભા બોલાવેલી જેમાં શા. જીવરાજ ગુલાબચંદ ગાંધીને પ્રમુખસ્થાન અપાયેલું અને તેમાં શા. છગનલાલ ઉત્તમચંદે વિવેચન સાથે ઠરાવ મુકેલો કે આ ફંડનાં નાણાં કંઇપણ દિ૦ જૈન સાહિત્ય ઉદ્ધારના કાર્યમાં વાપરવા જરૂરી છે, તેથી સુરત અને સુરત જીલ્લાના દિ૦ જૈન મંદિરોની મૂર્તિઓ ને યંત્રો ઉપરના લેખો ઉતરાવી તે આ ફંડમાંથી પુસ્તક રૂપે પ્રકટ કરી મફત વેંચવા અને આ કાર્ય ભાઇ મુલચંદભાઇ જો ઉપાડી લે તોજ થઇ શકે એમ છે માટે તેમને આ કાર્ય માથે લેવા હું નમ્ર સૂચન કરું છું વગેરે.

એ પર અમે ભાઇ સરૈયા સાથે બહુ વિચાર કરી નક્કી કર્યું કે અમારે દરેક રવિવારે દરેક દિ૦ જૈન મંદિરમાં જઈ મૂર્તિઓ અને યંત્રોના લેખો ઉતારવા ને તે પ્રકટ પણ કરવાં. આ સૂચના

અમોને સ્વીકારવી પડી હતી ને એ ઠરાવ પાસ થયો હતો. અને આ કાર્ય માટે ૧૭ સભ્યોની નવી કમેટી નિમાઈ હતી તથા આ કાર્ય કરવા માટે અમને નિમેલા અને પુસ્તક છપાવી તે આખા ગુજરાતમાં તદ્દન મફત વહેંચવા નક્કી થયું હતું.

એ પછી અમે યથાશકિત દરેક રવિવારે સુરતના મંદિરોમાં જઈ ત્યાંની મૂર્તિઓ તથા યંત્રોના લેખો અનેક પ્રયાસોથી ઉતાર્યા હતા તેમજ ૬ ચૈત્યાલયોના લેખો પણ લીધા હતા જેમાં અમને શા. બાબુભાઈ મોતીચંદ તાસવાળા, શા. છગનલાલ ઉત્તમચંદ સરૈયા, પં. સ્વતંત્ર અને ચિ. ડાહ્યાભાઇ કાપડિયા વગેરેએ ઠીક ઠીક મદદ કરી હતી જે પ્રશંસા યોગ્ય છે.

સુરત પછી અમે પ્રાચીન દિ૦ જૈન મંદિર રાંદેર ને કતાર-ગામના વિદ્યાનંદ સ્વામીના લેખો ઉતાર્યા હતા, તેમાં પણ ભાઈ બાબુભાઇ તાસવાળાએ સારી મદદ કરી હતી. પણ એમાં સમય ઘણો નીકળી ગયો હતો.

એ પછી અમે તા. ૨૯-૯-૫૫ ને દિને નવાપરામાં ગુજરાતી દહેરે એક મીટિંગ બોલાવી હતી જેમાં ૧૩ સભ્યો હાજર હતા અને પ્રમુખસ્થાન શા. જયંતીલાલ છગનલાલ ગજીવાળાને આપવામાં આવ્યું હતું, જેમાં પ્રથમ આ કાર્ય કરનાર ભાઇ મુલચંદ કસનદાસ કાપડિયાનો ઉપકાર મનાયો હતો અને ઠરાવ થયો હતો કે સુરત સાથે સુરત જીલ્લાના તથા અંકલેશ્વર વગેરેના દિ૦ જૈન મંદિરોના મૂર્તિ લેખો પણ ભાઇ મૂળચંદભાઇ ઉતારવા પ્રયત્ન કરે તો ઉત્તમ થાય અને તે પછી છપાવી બહાર પાડી તે ગ્રન્થ મફત વહેંચવો. ને એ ખર્ચો કરવાની સત્તા ભાઇ મૂળચંદભાઇ, શા. જયંતીલાલ ગજીવાલા, શા.બાબુભાઇ તાસવાળા, ને શા. કાંતીલાલ રેશમવાળાને આપવામાં આવે છે.

એ પછી તા. ૨૫-૧૦-૩૯ દિને રાત્રે કુલવાડીમાં એક ખાસ મીટિંગ મેળવવામાં આવી હતી જેમાં ૬ સભ્યો હાજર હતા અને શા. જયંતીલાલ રતીલાલ રેશમવાળાને પ્રમુખસ્થાન અપાયું હતું. એમાં પ્રથમ આજસુધીનો ફંડનો હિસાબ અમે રજુ કર્યો હતો, જે મંજુર કરવામાં આવ્યો હતો તે પછી બીજો લાંબો ઠરાવ થયો કે ભાઈ મૂળચંદભાઇએ મૂર્તિ લેખો ઉતારવાનું કામ કરી તે ૫૦૦ કોપી છપાવી પણ છે અને તેમાં ઘોઘા, ભાવનગર જઇ ત્યાંના ૪ મંદિરોનાં મૂર્તિ લેખો ઉતાર્યા છે અને ત્યાંથી ૧૦૦) ની મદદ પણ મેળવી છે તો હવે સુરત, સુરત જીલ્લો, અંકલેશ્વર અને ઘોઘા, ભાવનગરના દિ. જૈન મૂર્તિ લેખો જે છપાયા છે તે હવે પ્રકટ કરવા પણ એ કાર્યમાં વધુ રકમની જરૂર છે કેમકે બેંકની વ્યાજ સાથેની રકમ તેમજ મૂળચંદભાઇ પાસેની સીલક મલી ૭૬૩ાાાન્ન સીલક છે ને ખર્ચ આશરે ૧૨૭૧। થાય એમ છે તો બાકીના રૂપીયા માટે સુરતના જુના દહેરા, ગુજરાતી દહેરા, નર્સીંહપુરા દહેરા, મેવાડા દહેરા ને ચોપડાના દહેરાના સાજના પાસેથી બાકીની રકમો માટે માંગણી ભાઈ મૂળચંદભાઇએ કરવી અને આ કાર્ય પુરૂં કરી આ ગ્રન્થ સચિત્ર રીતે બહાર પાડવો એવો ઠરાવ થયો હતો.

એ પછી આખરે એ બાકીની રકમ માટે પ્રયાસ કરવાથી અમોને જુના (હાંડીવાના) દહેરા તરફથી ૨૦૦), ગુજરાતી સાજના તરફથી ૧૦૦) નવાપુરામાંથી ને ૫૧) શહેરના શાંતિનાથ મંદિરના મળી ૧૫૧) મળેલ તથા ૨૫) વિદ્યાનંદ સ્વામી ફંડમાંથી અને ૨૫) નરસિંહપુરા મંદિર તરફથી મળ્યા છે તેથી હવે આ ગ્રન્થ સચિત્ર પ્રકટ કરવામાં આવ્યો છે અને તે મફત જ વેંચવામાં આવશે.

(૭)

# આ ગ્રંથનો હિસાબ

સૂરત અને સૂરત જિલ્લા દિ. જૈન મંદિર મૂર્તિલેખ સંગ્રહ પુસ્તકમાં થયેલો કુલ્લે આવક અને ખર્ચ

## આવક

| જ | |
|---|---|
| ૯૧-૭૫ | ભાઇ મુળચંદ કસનદાસ કાપડિયા પાસેની સિલક |
| ૪૦૦-૦૦ | ખરોડા બેંકમાંથી ઉપાડયા હ. શા. કાન્તીલાલ રેશમવાળા તારીખ ૨૨-૪-૫૮ |
| ૨૭૨-૦૮ | બેંકમાંથી વ્યાજ સાથે ચુકતે ઉપાડયા હા. ચંદ્રકાન્ત કાંતીલાલ રેશમવાળા |
| ૧૦૦-૦૦ | દિગમ્બર જૈન મંદિર ભાવનગર તરફથી ૧૦૦-૦૦ મદદ આવી તે તા. ૫-૧૦-૫૯ |
| ૨૦૦-૦૦ | જુના (દાંડીયા) ના દહેરા સુરતના સાજના તરફથી મળ્યા હા. શા. બાબુભાઇ મોતીચંદ તાસવાળા ૧૫-૪-૬૨ |

## ખર્ચ

| ઉ | |
|---|---|
| ૫૨૮-૦૦ | છપાઇ ફાર્મ ૨૨ |
| ૨૮૬-૦૦ | કાગળ રીમ ૧૧ |
| ૪૦-૦૦ | જુદા જુદા ફોટાઓ પડાવ્યા તેના |
| ૧૧૦-૦૦ | બ્લોકો બનાવ્યા તેના |
| ૧૫૦-૦૦ | ફોટાઓની છપાઇ ને કાગળનો ખર્ચ વગેરે |
| ૧૨૫·૦૦ | બાઇન્ડીંગ ખર્ચ |
| ૨૫-૮૩ | સૂરત જીલ્લાના પ્રવાસ માટે જવા આવવાનો માત્ર રેલવે ને બસ ભાડાનો તથા પરચુરણ ખર્ચ |
| ૧૨૬૪-૮૩ | |

| જ | ઉ |
|---|---|
| ૧૦૦–૦૦ વાસુપૂજ્યસ્વામી ગુજરાતીના સાજનાના દહેરા સૂરત તરફથી મળ્યા તે હા. શેઠ વેણીલાલ ધરમચંદ ચોકસી ૩–૮–૬૨ | |
| ૨૫–૦૦ વિદ્યાનંદસ્વામી (કતારગામ) ફંડ તરફથી મળ્યા તે હા. મદનલાલ ઠાકોરદાસ સરૈયા તા. ૨૩–૭–૬૪ | |
| ૫૧–૦૦ ગુજરાતી સાજનાના શ્રી શાન્તિનાથ દહેરાસર તરફથી મળ્યા તે હા. મૂળચંદ કસનદાસ કાપડિયા તા ૨૮-૭-૬૪ | |
| ૨૫–૦૦ નરસિંહપુરા દિ. જૈન મંદિર ને ધર્મશાળા કમીટી સુરત તરફથી મળ્યા તે હા. શા. સાકેરચંદ સરૈયા અને શા. ચંદ્રકાત સરૈયા | |
| ૬૨૬૪–૮૩ | |

નોટ—કંઇક વધુ ખર્ચ થયો છે તે ઓછો કરી આવક ખર્ચ બરાબર કરી દીધો છે.

મુ. ક. કા.

# હર્ષ, શોક, લાભ અને નિવેદન.

સૂરત, સૂરત જીલ્લા, અંકલેશ્વર ને ઘોઘા, ભાવનગરના દિ. જૈન મંદિરોની મૂર્તિઓ અને યંત્રોના લેખોનો સંગ્રહ તૈયાર કરી પ્રગટ કરવામાં આવ્યો છે તેમાં અમને હર્ષ અને શોક બે થાય છે. શોક એટલા માટે જ થાય છે કે એ કાર્ય પુરૂં કરવામાં ઘણો વિલંબ ઘણાં કારણોથી થયો છે. એમ તો આ કાર્ય ૧૯૫૫ માં શરૂ કરાયેલું જે દશ વર્ષ બાદ સન્ ૧૯૬૪ માં પુરૂં કરી શકાયું છે. છતાં પણ આ કાર્ય અમારી આ ૮૨ વર્ષની આયુષ્યમાં સફળતાપૂર્વક પૂર્ણ થયું છે એ માટે અમને હર્ષ થાય છે.

આ ગ્રન્થ લખવા તથા તૈયાર કરવાથી અમોને તેમજ ગુજરાતના ને સૌરાષ્ટ્રના દિગંબર જૈન સમાજને ઘણો જ ફાયદો થયો છે જે નીચેની સંક્ષિપ્ત વિગતોથી વાંચકોને માલૂમ પડશેઃ—

૧—આ મૂર્તિઓ અને યંત્રોના લેખો ઉતારવાથી અમોને આવા લેખો ઉતારવાનો મોટો અનુભવ મળ્યો છે. જૂની બાળબોધ લીપીમાં પડી માત્રા લખવાનો રિવાજ હમોને પણ જણાયો છે. પડી માત્રામાં, માત્રા અક્ષરના પહેલા લખાય છે. દાખલા તરીકે 'કો' લખવો હોય તો 'ाका' આ પ્રમાણે લખાય છે. એટલા બધા અટપટા ને ન વંચાય એવા લેખો પણ અમે મહા મહેનતે ઉતાર્યા છે. મહુવાના વિઘ્નહર પાર્શ્વનાથ મંદિરમાં લાકડાની બારસાખ અને ભારોટીયા પર બે વખત જીર્ણોદ્ધાર કરવા બાબતના લેખ લાકડામાં કોતરેલા છે તે પણ મહામહેનતે ઉતાર્યા છે તેમજ વ્યારામાં આપણા શિખરબંધ મંદિરની બાજુમાં જૂના મંદિરની દુકાનમાં ભારોટીયા ઉપર લાકડામાં કોતરેલો લેખ પણ ઉતાર્યો છે.

૨—આ લેખો ઉતારવાથી ૭૦૦–૮૦૦ વર્ષ પર થયેલા ભટ્ટારકોની વંશાવલી મળી છે, જેમાં ઇડર અને સૂરતના ભટ્ટારકોની ગાદીનાં નામો તેમજ કાષ્ઠાસંઘ નરસિંહપુરાના મેવાડાની ભટ્ટારક

ગાદીના [illegible] નામો પં. [illegible] [illegible] મળી આવ્યા [illegible] તે પ્રકટ કર્યાં છે તેમજ સૂરતની જૂની ગાદીના ભટ્ટારકનાં નામો "[illegible]" નામે પુસ્તક સ્વ. [illegible] સુરેંદ્રકીર્તિજીએ પ્રકટ કરેલું તે પરથી લીધા છે.

૩—આ લેખોથી દશા-વીસાહુમડ, દશા-વીસા મેવાડા, સંઘપરા—નરસિંહપુરા અને રાયકવાળ જ્ઞાતિનો ઘણો ઇતિહાસ મળી આવ્યો છે. દશા વીસાનાં ગોત્રો એકજ છે અને વીસાને બૃહત્ શાખાવાળા ને દશાને લઘુશાખાવાળા કહેવાય છે તેપણ જણાયું છે.

૪—સૂરતના જૂના દહેરામાં શ્રી ચંદ્રપ્રભના ગભારામાં ડાબી બાજુ પરના ગોખલામાં આરસની બે ફીટ ઊંચી ખડ્ગાસન શ્રી **જિનમતી આર્યિકાની મૂર્તિ** છે જેના એક હાથમાં માળા ને બીજા હાથમાં પીંછી કમંડળ છે, માથા ઉપર શ્રી શાંતિનાથની મૂર્તિ છે જેની આજુબાજુ બે હાથી પર ઈંદ્ર ચમર કરી રહ્યા છે. વળી નીચે બે ક્ષુલ્લિકાઓ બેઠેલી છે. સં. ૧૫૯૫ની આ મૂર્તિ છે જે ભ. વિદ્યાનંદજી (સૂરત) ની મહાન વિદુષી શિષ્યા હતી. આર્યિકાજીની આવી મૂર્તિ બીજે ભાગ્યેજ હશે.

૫ શ્રી વિદ્યાનંદસ્વામી જૂના દહેરા (સૂરત)નાજ ભટ્ટારક હતા તે સં. ૧૫૦૦ માં થઈ ગયા છે. એમની ગાદી સુરતમાંજ હતી અને સ્વર્ગવાસ પણ સૂરતમાંજ થયો હતો, તેથી કતારગામમાં એમની ચરણપાદુકા તથા બીજી ઘણી ચરણપાદુકાઓ વગેરે છે. આ વિદ્યાનંદસ્વામીનું હસ્તલિખિત સોનેરી ચિત્ર ગુજરાતી દહેરેથી તત્ત્વાર્થસૂત્ર સોનેરી ગ્રન્થમાંથી મળી આવેલું તેને એન્લાર્જ કરી તેનો ફોટો કતારગામમાં વિદ્યાનંદસ્વામી પર બિરાજમાન કરાવ્યો છે. આ વિદ્યાનંદસ્વામીનો જન્મ કારતક સુદ ૧ ને સ્વર્ગવાસ માગશર વદ ૧૦ મે થયેલો એ પણ અમે શોધી કાઢ્યું છે.

૬. ગુજરાતી મંદિરમાં શાંતિનાથ મંદિરમાં શાંતિનાથ મેં બે પાર્શ્વનાથની મોટી મોટી પ્રતિમાઓ છે, જેમાં એક પાર્શ્વનાથ પર સં. ૧૨૩૫ નો લેખ છે. આ મંદિર નીચે ભોંયરામાં હતું જે સં.૧૯૫૬ માં ઉપર લાવી શિખરબંધ મંદિર બનાવેલું છે. સારાંશ કે સુરત અંદર ૧૨૦૦ વર્ષ પહેલાનું જ છે.

૭. ગોપીપુરા સુરતમાં નરસિંહપુરામંદિરમાં ઘણા મોટા પંચમેરૂ ધાતુના છે જેવા બીજા ભાગ્યે જ હશે.

૮. નવાપરા સુરતના ગુજરાતી મંદિરમાં શ્રી ચિંતામણી પાર્શ્વનાથની વેદી છે. તેમાં ઘણી જ પ્રાચીન પ્રતિમાઓ ચોથા કાળની વગર લેખની છે જેથી એ આખી વેદીનો ફોટો લીધો છે.

૯. રાંદેર (સુરત) માં જૂના દહેરાના ભ. દેવેંદ્રકીર્તિ હતા તે પછી સુરતમાં ભ. વિદ્યાનંદી થયેલા છે. જ્યારે રાંદેર પહેલા ભટ્ટારકની ગાદી ગાંધાર ( ભરૂચ ) માં હતી, જ્યાં આજે કંઈ નથી. ગાંધારમાં અનેક શાસ્ત્રો પણ લખાયા હતા, એમ જણાયું છે.

૧૦. કતારગામમાં શ્રી વિદ્યાનંદસ્વામી ઉપર સ્વ. આ. શાંતિસાગરજી મહારાજ અને શ્રી વિદ્યાનંદસ્વામીના સ્ટેચ્યુ મુકાયા છે, તેમજ માનસ્તંભ ઉપર ચતુર્મુખી ભ. મહાવીરની પ્રતિમા હાલમાં બિરાજમાન કરાઇ છે.

૧૧. માંડવી (સુરત) ની પાસે ૧૪ માઇલ પર અંજન-ચોરનાં ૧-૧॥ ફુટ લાંબા પગલાં ટેકરા પર છે. પાસે અંજના નદી વહે છે. આ વેરાન જગ્યા છે.

૧૨. અંકલેશ્વરમાં ચિંતામણી પાર્શ્વનાથ મંદિરમાં આરસની શ્રી ૧૦૮ મુનિ મહારાજની ખડ્ગાસન મૂર્તિ પીછી કમંડળ સહિત છે. જે ૧૯ ઇંચ ઊંચી ને સં. ૧૪૬૫ માં ચંપાપુરા શ્રાવિકા દ્વારા પ્રતિષ્ઠિત છે. મુનિનું નામ નથી. આમને લોકો માને છે કે [illegible] [illegible]

ગ્રન્થોની પ્રતિષ્ઠા અંકલેશ્વરમાં થઇ હતી તેની યાદમાં આ મુનિ મૂર્તિ કરાવાઇ હશે.

૧૩. સજોદ (અંકલેશ્વર) માં શ્રી શીતલનાથની નિર્મળ આરસની મોટી પ્રતિમા ભોંયરામાં છે આ પાષાણ એવો નિર્મળ છે કે આગળના દીવાનો પ્રકાશ પાછળ જણાય છે.

૧૪. પ્રાચીન ઘોઘા બંદર (ભાવનગર) માં હુમડ ફળીયામાં ગુજરાતી ચોપડા ને દાંડીયાના એમ ત્રણ મંદિર છે, તેમાં ગુજરાતી સાજનાનાં મંદિરમાં એક પંચ ધાતુનું શ્રી સહસ્ત્રકૂટ ચૈત્યાલય ૪૦ ઇંચ ઊંચું છે, જેમાં ચારે બાજુ ૨૫૨—૨૫૨ પ્રતિમાઓ કોતરેલ છે ને વચમાં પોલાણ ભાગ છે. ચારે બાજુ લેખ છે, અને સં. ૧૪૫૧ માં ભ. વિદ્યાનંદસ્વામી દ્વારા એ પ્રતિષ્ઠિત છે. આ અતીવ સુંદર મૂર્તિ ત્યાંજ બનેલી છે જેથી ઘોઘાનગર એક કાળે કેટલું સમૃદ્ધ હશે તેનું અનુમાન થાય છે. આવુ ધાતુનું સહસ્ત્રકૂટ ચૈત્યાલય ભારતમાં કશેજ જણાતું નથી; (આરસના તો બે ચાર સ્થાને છે.)

૧૪—મહુવા (સૂરત) પ્રાચીન નગર હતું. ત્યાં જમીનમાંથી નીકળેલ વિઘ્નહર પાર્શ્વનાથની ચમત્કારી પ્રતિમા ભોંયરામાં વેળુ પાષાણની છે જેના દર્શન હિન્દુ, પારસી પણ કરે છે. વળી અત્રે ઉપરના એક રૂમમાં આરસની કાયોત્સર્ગ ૬૬ ઈંચ ઉંચી પ્રાચીન ચૌવીસી છે, જે પ્રતિમા અત્રે નવસારીના મંદિરમાંથી લાવવામાં આવી હતી એનો દાખલો મળી આવ્યો છે. હાલ નવસારીમાં એક પણ દિ. જૈન ઘર કે મંદિર નથી.

૧૧—વિદ્યાનંદસ્વામી (સૂરત) નો પ્રભાવ ને વિદ્વત્તા એટલી બધી હતી કે આજે સૂરત ઉપરાંત વ્યારા, મહુવા, આમોદ, અંકલેશ્વર, રાંદેર, ઇડર, પ્રાંતિજ, ઘોઘા, ભાવનગર વગેરે સ્થળે ગામ બહાર શ્રી વિદ્યાનંદ સ્વામીનાં પગલાં છે. ઘરડાઓ કહેતા

હતા કે વિદ્યાનંદસ્વામી મોટા પ્રતિષ્ઠાચાર્ય ઉપરાંત મંત્ર તંત્રવાદી પણ હતા અને એમને આકાશગામિની વિદ્યા સિદ્ધ હતી.

આ પ્રમાણે આ ઐતિહાસિક ગ્રન્થમાં ઘણી મૂર્તિઓ, ઘણા ભટ્ટારકો અને ઘણી જ્ઞાતિઓનો ઇતિહાસ મળી આવે છે.

**આભાર**—આ કાર્યમાં જે જે ભાઇઓએ અમને મદદ કરી છે તેમનો તેમજ સૂરતના ચાર મંદિરના કાર્યકર્તાઓનો આ કાર્યમાં સહાયતા કરવા માટે અમે આભાર માનીએ છિએ.

## અંતિમ નિવેદન-અમારી ભાવના

સૂરત અને સૂરત જિલ્લા તથા ઘોઘા (ભાવનગર) સિવાય ગુજરાતમાં જૂના શહેરો—ઇડર, **અમદાવાદ, સોજીત્રા** વગેરેમાં પણ ઘણી પ્રાચીન પ્રતિમાઓ વગેરે છે જેના લેખો ઉતારવાની ને તે પ્રકટ કરવાની ઘણીજ જરૂર છે તો ત્યાંની પંચ અમને એ માટે બોલાવશે તો અમે એ કામ કરવા એટલી શરતે આ વૃદ્ધ ઉંમરે પણ તૈયાર છિયે કે એ લેખો ઉતાર્યા પછી તે પુસ્તક રૂપે બહાર પાડવાનો ખર્ચ તે તે પંચ દ્વારા કરવામાં આવે તો અમે તે જરૂર તૈયાર કરવા તૈયાર થઇશું. અમે શનિ, રવિવારે ત્યાં ત્યાં જઈ એ કાર્ય કરવા ઇચ્છિએ છિયે.

સૂરત.
વીર સં. ૨૪૯૦ વિ. સં.
૨૦૨૦ શ્રાવણ સુદ ૭
તા. ૧૪-૮-૬૪

નિવેદક,

મૂળચંદ કસનદાસ કાપડિયા

# સુરત અને સુરત જિલ્લાના દિ. જૈન મંદિરોના મૂર્તિલેખોનો સંગ્રહ (ઘોઘા ભાવનગરની સાથે)

## વિષય સૂચી

## સુરતનાં તથા જિલ્લાના ગૃહચૈત્યાલયો.

આ પ્રમાણે કુલ ૨૬૫૭ મૂર્તિઓ અને યંત્રોનો સંગ્રહ આ ગ્રન્થમાં લખાયલો છે.

# સૂરત અને સૂરત જિલ્લા દિ. જૈન મંદિર મૂર્તિલેખ સંગ્રહના ફોટાઓ.

श्री १००८ श्री शांतिनाथस्वामी मूळनायक ( गुजराती खाजनाना सूरतना वहेरानी शाखाना सं० १२३५ वैशाख सुदी १० गुरु अतीव प्राचीन ) आजुबाजु श्री पार्श्वनाथस्वामीनी मूर्तिओ. [जूओ पेज १]

શ્રી વીતરાગાય નમઃ

—: સુરત અને સુરત જિલ્લાનો :—

# દિગંબર જૈન મૂર્તિલેખ સંગ્રહ

[૧]

## શ્રી શાંતિનાથ દિ. જૈન મંદિર ખપાટિયા ચકલા—સૂરતની પ્રતિમાઓના લેખો.

૧. **શ્રી શાંતિનાથ સ્વામી**—(મૂળનાયક) ઊંચી ૩ ફીટ સફેદ આરસની. હરણનું ચિહ્ન છે. અતીવ પ્રાચીન છે. લેખ નથી.

૨. **પાર્શ્વનાથ સ્વામી**—ઊંચી ૨ા ફુટ સફેદ આરસની. સર્પ ચિહ્ન. અતિ પ્રાચીન. લેખ નથી.

૩. **પાર્શ્વનાથ સ્વામી**—ઊંચી ૩ ફુટ. સફેદ આરસની છે. લેખમાં સં. ૧૨૩૫ તથા પં. બાહુકીર્તિ માત્ર નામ વંચાય છે. અતિ પ્રાચીન છે.

૪. **નેમનાથ સ્વામી**—સફેદ આરસની ઊંચી ફુટ ૧ા. શંખ ચિહ્ન.

**લેખ—સં. ૧૭૪૫ વર્ષે** મિતિ વૈશાખ સુદી ૩ રાજાજી...... વગેરે વંચાતું નથી.

**૫. પાર્શ્વનાથ સ્વામી**—કાળા આરસની ઊંચી ફુટ ૧૫ સર્પ ચિહ્ન. ૭ ફેણ સહિત.

**લેખ—સં. ૧૭૪૫ વગેરે.** આગળ લેખ વંચાતો નથી.

**૬. ધર્મનાથ સ્વામી**—ધાતુના ઊંચાઇ ૮ ઈંચ. વજ્ર દંડ ચિહ્ન.

**લેખ—સં. ૧૬૮૫ વર્ષે માહ** સુદ ૫ સોમે શ્રી મૂળ સંઘે કુંદકુંદાન્વયે...પ્રણમતિ. પુરો લેખ વંચાતો નથી.

**૭. ચોવીશટ્ટુ ધાતુનું**—ઊંચાઇ ૧૩ ઈંચ. નીચે વચ્ચે ઇંદ્રાણી છે ને આજુબાજુ ઇન્દ્ર વગેરે છે.

**લેખ—સં. ૧૬૮૯ શ્રી મૂલ** સંઘે સારવાગચ્છે બલાત્કારગણે કુંદકુંદાચાર્યે **ભ. શ્રી વિદ્યાનંદિ** સ્તદન્વયે ભ. શ્રી જ્ઞાનભૂષણ સ્તત્પટ્ટે ભટ્ટારક શ્રી પ્રભાચંદ્ર સ્તત્પટ્ટે ભ. શ્રી વાદિચંદ્રાસ્તત્પટ્ટે ભ. શ્રી મહીચંદ્રોપશાત્ **હુંબડ** જ્ઞાતીય: જમાઇસા પ્રેમજી રામદાસ ભ્રાતા જીદાસતા રહિયા **તેજલદે** પુત્રી કોડઇ હરખાઇસા રતન પુત્ર: સાં નેમા ભાર્યા નાગલદે પુત્ર પ્રેમજી પુત્રી વીરાબાઇ જીવી ભ્રાતૃજ સવજી ભાગિનવ ગાંગજી પ્રણમતિ તીર્થંકર દેવાત્.

**૮. ચોવીશટ્ટું ધાતુનું** ઊંચાઇ ૧૩ ઇંચ. નીચે વચમાં ઇંદ્રાણી તથા આજુબાજુ ઈંદ્ર પ્રાતિહાર્ય વગેરે છે.

**લેખ:—સંવત ૧૭૯૩ વર્ષે વૈશાખ** સુદી ૧૨ બુધ શ્રી મૂલસંઘે સરસ્વતિગચ્છે **બલાત્કારગણે** કુંદકુંદાચાર્યાન્વયે શ્રી વીરચંદ્રાસ્તત્પટ્ટે ભ. શ્રી જ્ઞાનભૂષણસ્તત્પટ્ટે **ભ.** પ્રભાચંદ્ર તત્પટ્ટે ભ. વાદીચંદ્ર તત્પટ્ટે **વિજય રાજ્યે ભ. શ્રી** મહીચંદ્રાસ્તેષામુપદેશાત્ રાંનેર (**રાંદેર હોવું જોઇએ**) **વાસ્તવ્ય: હુંબડ** જ્ઞાતીય સં. શ્રી ધનજી

ભાર્યા શ્રી કોડમદે તયોઃ પુત્રઃ સં. શ્રી મનજીભાર્યા સં. શ્રી મેઘલદે તયોઃ પુત્રૌ સં. શ્રી ભા. સં. શ્રી હીરા ભા. શ્રી માણુક તયોઃ પુત્ર સં. શ્રી જીવરાજ એતેષાંમધ્યે સં. હ. કેના કાકિં પ્રતિષ્ઠા સં. વર્ધસમ વિમલ સંમેઘે સં. કાબાઇ સુરતન સંભાનાં નિત્યં પ્રણમતિ.

**૯. પંચપરમેષ્ઠી ધાતુના**—ઉંચાઇ ૭ા ઈંચ નીચે વચ્ચે ને આજુબાજુ ઇંદ્ર ઇંદ્રાણી બે હાથી વિગેરે ચિત્રો છે.

**લેખઃ**—સં. ૧૫૧૫ માઘ વદી ૧૧ ગુરૂ શ્રી મૂલસંઘે શ્રી કુંદકુંદાચાર્યાન્વયે ભ. શ્રી ભુવનકીર્તિસ્તતઉપદેશાત્ હુંબડ જ્ઞાતીય સામલસા ૩દી સુત મઉલા ભા. સીમો સુત માકા ભા. જબકુ સુત વર્ધમાન એતે નિત્યં પ્રણમતિ !

**૧૦. રત્નત્રય (ધાતુની) ઊંચી સાત ઇંચ.**

**લેખઃ**—સં. ૧૬૩૨ શ્રી મૂલસંઘે ભ. શ્રી જ્ઞાનભૂષણ ભ. શ્રી પ્રભાચંદ્રોપદેશાત્ સિંહપુરા (**સંઘપુરા**) સં. ભીમજી રોકડૂ આસુ-લાખા નાગજી પ્રણમતિ.

**૧૧. પાર્શ્વનાથ ધાતુની ફેણવાળા**—ઉંચાઇ ૫ ઇંચ.

**લેખ**—સં. ૧૭૧૧ વર્ષે અગહન વદી ૧૧ ભ. પદ્મકીર્તિ, ભ. સકલકીર્તિ, ગાના પુંત તિસા મનોહરૂ પુત્ર તુરસી પ્રણમતિ.

**૧૨. પાર્શ્વનાથ ધાતુની**—ઉંચી ૪ ઇંચ ૭ ફેણવાળી.

**લેખ**—સં. ૧૫૯૬ વૈશાખ શુદિ ૧૩ રવૌ શ્રી મૂળ સંઘે ભ. શ્રી મલ્લીભૂષણ પટ્ટે ભ. શ્રી લક્ષ્મીચંદ્ર પ્રણમતિ તત્પટ્ટે ભ. શ્રી અભયચંદ્રૈઃ પ્રતિષ્ઠિતમ્.

**૧૩. પાર્શ્વનાથ ધાતુની ૭ ફેણ સહિત**—૩ ઇંચ ઊંચી, લેખ-**શ્રી ૧૯૮૯ માત્ર છે.**

**૧૪. પંચમેરૂ ચૌમુખજી ધાતુનાં**—૭ ઇંચ ઉંચા.

લેખ—શ્રી મૂલ સંઘે ભ. શ્રી ભુવનકીર્તિ સ્તત્પટ્ટે ભ. શ્રી જ્ઞાનભૂષણ...પ્રણમતિ નિત્યમ્.

**૧૫. પદ્માવતી ધાતુના**—ઉંચાઇ ૫ા ઈંચ. ચાર હાથવાળા. ઉપર પાર્શ્વનાથ ને વાઘના લાંછન સહિત.

**લેખ**—સં. ૧૫૪૪ વર્ષે વૈશાખ સુદી ૩ સોમે શ્રી મૂળસંઘે ભ૦ શ્રી વિદ્યાનંદિ દેવા તદારૂતો શ્રી અંબિકાયં વિરાંપિતમ્.

**૧૬. સિદ્ધની પ્રતિમા** (નિરાકાર) ૬ા ઇંચ ઉંચી.

**લેખ**—મૂળચંદ કસનદાસ કાપડિયાના પુત્ર સ્વ. બાબુભાઇના સ્મરણાર્થે વીર સં. ૨૪૮૦ વિક્રમ સં. ૨૦૧૦

**૧૭. પાર્શ્વનાથની ધાતુની પ્રતિમા**—ઉંચી ૯ ઇંચિ. સાત ફેણવાળી.

**લેખ**—વીર સં. ૨૪૮૦ વિક્રમ સં. ૨૦૧૧ વૈશાખ શુક્લ ૩ બુધે **વીસા હુમડ** જ્ઞાતિય રખબલાલ, શા. ગુલાબચંદ લાલચંદ પટવા રતલામવાસી (હાલ સુરત)ની પુત્રી સ્વ. સૌ૦ સવિતા ગુલાબચંદ તથા સ્વ. પુત્ર બાબૂ આદિ પરિપારિતમ્ સ્મરણાર્થ પ્રતાપગઢમેં શ્રી સીમંદર જિનાલયે ભ. યશકીર્તિ પ્રતિષ્ઠિતમ્.

**૧૮. ક્ષેત્રપાળ પાષાણના**—ઉંચા ૧ ફુટ ચાર હાથવાળા. સં. ૧૯૫૬ માં પ્રતિષ્ઠિત.

**૧૯. સિદ્ધ યંત્ર (વિનાયક યંત્ર)** ગોળ તાંબાનું ૫ા ઈંચિનું. વીર સં. ૨૪૬૧ વૈશાખ સુદ ૩ રવીવાર સુરતનિવાસી **વીસા હુમડ** શા. ઇશ્વરલાલ કસનદાસ કાપડિયાના ચિ. ધનસુખલાલના લગ્ન પ્રસંગે બનાવીને મુકયું.

**૨૦. સિદ્ધચક્ર યંત્ર**—તાંબાનું ગોળ ૬ ઇંચનું.

**૨૧. દશલક્ષણ ધર્મ યંત્ર**—તાંબાનું ૬ ઈંચનું ચોરસ.

**૨૨. ષોડશ કારણ યંત્ર** ગોળ ધાતુનું ૭ા ઇંચનું.

**૨૩. ચોરસ યંત્ર કુંડલી વગેરે લેખવાળું તાંબાનું ૯ ઇંચનું.**

**લેખઃ**—સં. ૧૮૨૫ ના શ્રાવણ કૃષ્ણ પક્ષે ૮ દિવસે **રાંકવાળ** જ્ઞાતીય ઘેલાભાઇ રાયચંદજીને સુરત નગ્ર......

**૨૪. પાષાણની ચરણ પાદુકા**—૮×૯ ઇંચની. પત્થર તુટેલો છે ને લેખ કંઇ પણ વંચાતો નથી.

**૨૫. જીર્ણોદ્ધાર પ્રતિષ્ઠા કર્યાનો લેખ આરસ** પર ૧૨×૧૨ ની સાઇઝમાં. શ્રી ૧૧ શ્રી શાંતિનાથના દહેરાસરનો **જીર્ણોદ્ધાર બીસા હુમડ** ગંગેશ્વર ગોત્રી શા. બીજલાલ **શીતલદાસના સુત** ઝવેરચંદના ચરણજીવી ચુનીલાલે પોતાના તીર્થરૂપની યાદગીરી કાયમ રાખવા સારૂ કર્યો છે. સં. ૧૯૫૬ ના વૈશાખ શુદ ૩ ને બુધે.

(લેખો ઉતાર્યા તા. ૩૧–૧૦–૫૪)

## નોટ.

આ મંદિર ગુજરાતી દિ. જૈન સાજના (નવાપરા) ની શાખા છે. સં. ૧૯૫૬માં આ મંદિરનો જીર્ણોદ્ધાર દાનવીર શેઠ માણેકચંદ હીરાચંદ ઝવેરીના ઉપદેશથી તેમના ભાણેજ શેઠ ચુનીલાલ ઝવેરચંદ ઝવેરીએ કરાવ્યો તે પહેલાં આ મંદિર એક ભોંયરામાં હતું ને ઉપર ભાંગુ તુટું મકાન હતું. ને તેમાં વચમાં શ્રી પારસનાથ ને આજુબાજુ શાંતિનાથ ને પાર્શ્વનાથની પ્રતિમાઓ હતી છતાં એને શાંતિનાથનું મંદિર કહેતા હતા. પછી જ્યારે આ પ્રતિમાઓ ઉપર લાવવામાં આવી ત્યારે તે જોતાં સ્પષ્ટ જણાયું કે વચમાં તો પાર્શ્વનાથ છે ત્યારે વિચાર થયો કે શું કરવું ! પછી અંતે નક્કી થયું કે જ્યારે શાંતિનાથનું મંદિર કહેવાય છે તો શાંતિનાથ પ્રતિમા જેને હરણ ચિહ્ન છે તે વચમાં રાખવી ને બંને પાર્શ્વનાથને આજુબાજુ રાખવા. અને એ પ્રમાણે કરવામાં આવ્યું. અને ત્રણે પ્રતિમાઓ કાળી પડી ગઇ હતી તેને ખારાના પત્થરથી ઉગટ કરાવી ઉજળી બનાવાઇ

હતી. આ વેદી પ્રતિષ્ઠા કોલ્હાપુરના ઉપાધ્યાયે કરાવી હતી. આ મંદિર ઘણા ઉંચા શિખરવાળું અને અગાસી સહિત છે અને હાલ ચાર પાંચ વર્ષથી આગલા ભાગમાં બે દુકાનો અને પાછલા ભાગમાં બે મોટરના તબેલાઓ અગાસીઓ સહિત બનાવ્યા છે, જેથી આવક પણ ઠીક થાય છે. આ મંદિરમાં એક હસ્તલિખિત પૂજા ગુટકો તેમજ આશરે ૧૦૦ છાપેલાં શાસ્ત્રો છે. વળી એવું કહેવાય છે કે સંવત ૧૮૯૩ની સુરતની મોટી આગ જેમાં સુરતનું અડધું શહેર બળી ગયું હતું તે વખતે આ મંદિર ગુજરાતી સાજનાનું મુખ્ય મંદિર હતું અને તે પછીજ નવાપરામાં આ સાજનાનું નવું મંદિર બંધાવાયલું જે આજે ગુજરાતી સાજનાનું મુખ્ય મંદિર છે. (આ બાબત કંઇ વિશેષ પુરાવા મળતા નથી.)

મૂ. ક. કાપડિયા.

## શ્રી જુનું દહેરૂં (દાંડીયાનું દહેરૂં) ખપાટિયા ચકલા સુરતની પ્રતિમાઓનો લેખસંગ્રહ.

### ભોંય તળીઆની ચંદ્રપ્રભુની વેદીની પ્રતિમાઓ.

૧. શ્રીચંદ્રપ્રભુ-મૂળનાયક—સફેદ આરસની ઊંચી ૩ ફુટ ચિન્હ ચંદ્રમા.

લેખ—સં. ૧૬૭૯ વર્ષે શાકે ૧૫૫૩ શ્રી મૂલસંઘ નંદિસંઘે સરસ્વતિગચ્છે બલાત્કાર ગણે કુંદકુંદાન્વયે ભટ્ટારકશ્રી પદ્મનંદિ દેવા તત્પટ્ટે ભ. દેવેન્દ્રકીર્તિદેવા સ્ત૦ ભ. શ્રી વિદ્યાનંદિ દેવા, તત્પ૦ ભ. શ્રી મલ્લિભૂષણ સ્ત૦ ભ. શ્રી લક્ષ્મીચંદ્રા તત્પ૦ ભ. શ્રી વીરચંદ્રા તત્પ૦ ભ. શ્રી જ્ઞાનભૂષણ ત૦ ભ. શ્રી પ્રભાચંદ્રા સ્ત૦ ભ. શ્રી વાદિચંદ્રા ત૦ ભ. શ્રી મહીચંદ્રોપદેશાત્ હુમ્બડ જ્ઞાતિ વીઊલ વાસ્તવ્ય માંતરગોત્રે સંઘવીશ્રી વર્ધમાન ભાર્યા-સંપનાદે તયોઃ પુત્રઃ સંઘવી કુંવરજી ભાર્યા સંકોટમેદ તયોઃ પુત્રઃ સંઘવી શ્રી ધર્મદાસ ભાર્યા સંવલાદે પુત્રી વેજબાઇ ચંદ્રપ્રભં પ્રણમતિ.

૨. જમણી બાજુનાં મૂળનાયક શ્રી શાંતિનાથજી ઉંચાઇ ફુટ ૨ાા સફેદ પાષાણ. હરણ ચિન્હ.

લેખ—સંવત ૧૬૭૯ વર્ષે વૈશાખ વદી ૫ ગુરૂવારે શ્રી મૂલસંઘે સરસ્વતિ ગચ્છે બલાત્કારગણે કુંદકુંદાચાર્યો ભ૦ શ્રી મહીચંદ્રોપદેશાત્ સંઘવી શ્રી ધર્મદાસ શ્રી શાંતિનાથં પ્રણમતિ.

૩. ડાબીબાજુનાં મૂળનાયક શ્રી વાસુપૂજ્યસ્વામિ-સફેદ પાષાણ ફુટ ૨ાા ચિહ્ન ભેંસાનું. સંવત ૧૬૭૯ વર્ષે વૈશાખ વદી ૫ ગુરૌ શ્રી ભારતિગચ્છે શ્રી કુંદકુંદાચાર્યાન્વયે ભ. શ્રીપદ્મનંદિદેવા તત્પટ્ટે ભ. શ્રી દેવેન્દ્રકીર્તિદેવા તત્પટ્ટે ભ. શ્રી વિદ્યાનંદિદેવા તત્પટ્ટે ભ. શ્રી મલ્લિભૂષણદેવાસ્તત્પટ્ટે ભ. શ્રી લક્ષ્મીચંદ્રદેવાતત્પટ્ટે ભ. શ્રી વીરચંદ્રદેવા.

તત્પટ્ટે ભ. જ્ઞાનભૂષણદેવાતત્પટ્ટે ભ. પ્રભાચંદ્રદેવા તત્પટ્ટે ભ. વાદિચંદ્ર-દેવા તત્પટ્ટે ભ. મહીચંદ્રોપદેશાત્ સં. ધર્મદાસ વાસુપૂજ્યં પ્રણમતિ.

૪. **શ્રી પાર્શ્વનાથ**—ઉંચાઇ ૧૧ ફુટ સફેદ પાષાણ ચિહ્ન સર્પનું.

**લેખ**—સંવત ૧૫૪૮ વર્ષે વૈશાખ સુદી ૩ શ્રી મૂલ સંઘે ભ. શ્રી જિનચંદ્રદેવા સં. જીવરાજ પાપડીવાલેન........શહર મૂડા શ્રી રાજ......

૫. **પાર્શ્વનાથ**—સફેદ પાષાણ ૧૧ ફીટ. ઉપર પ્રમાણે લેખ છે.

૬. **પાર્શ્વનાથ**—ઉંચી ૧ ફીટ. લેખ ઉપર પ્રમાણે.

૭. **પ્રતિમા ધાતુની**—કમળાસન; ઉંચાઇ ઇંચ ૩ લેખ સં. ૧૯૩૯

૮. **શ્રી અજિતનાથ**—ધાતુના ચિહ્ન હાથી ઊંચાઇ ફુટ ૧॥ એકકની નીચે વચમાં દેવી-આજુબાજુ હાથ બે. ઉપર ઇંદ્ર ઇંદ્રાણી તથા છેવટમાં આજુબાજુ બે હાથી છે.

**લેખ**—સંવત ૧૮૦૪ વર્ષે શાકે ૧૬૭૧ પ્રવર્તમાને વૈશાખ સુદી ૫ ચંદ્રે સુરત બંદરે શ્રી મૂલ સંઘે સરસ્વતિ ગચ્છે બલાત્કાર ગણે શ્રી કુંદકુંદાચાર્યાન્વયે ભ. શ્રી દેવેન્દ્રકીર્તિ સ્તત્પટ્ટે ભ૦ વિદ્યા-નંદિ, સ્તત્પટ્ટે, ભ. શ્રી મલ્લિભૂષણ સ્તત્પટ્ટે, ભ. શ્રી લક્ષ્મીચંદ્ર સ્તત્પટ્ટે, ભ. શ્રી વીરચંદ્ર સ્તત્પટ્ટે, ભ. શ્રી જ્ઞાનભૂષણ:સ્તત્પટ્ટે, ભ. શ્રી પ્રભાચંદ્ર સ્તત્પટ્ટે, ભ. શ્રી વાદિભૂષણ સ્તત્પટ્ટે, ભ. શ્રી મહિચંદ્ર સ્તત્પટ્ટે, ભ. શ્રી મેરૂચંદ્ર, સ્તત્પટ્ટે, ભ. શ્રી જિનચંદ્ર સ્તત્પટ્ટે, ભ. શ્રી વિદ્યાનંદી ગુરૂપદેશાત્ રાયકવાળ જાતિ શા. કુંવરજી સવજી સ્તત્પુત્ર શા. લક્ષ્મીદાસ સ્તત્પુત્ર શા. ધર્મદાસ તસ્ય ભાર્યા રતન વહુ તસ્ય પુત્ર શા. જગજીવનદાસ તસ્ય ભાર્યા નવી વહુ તાભ્યાં પ્રતિષ્ઠા કૃતા... ............રતન શ્રી અજીતનાથં પ્રણમતિ. શ્રીરસ્તુ.

૯. **શ્રી ચંદ્રપ્રભ પાષાણનાં**—ઊંચાઇ ૧॥ ફુટ. ચિહ્ન

श्री १००८ श्री चन्द्रप्रभु तीर्थंकर

जूना दहेरा सूरतनी नीचेनी वेदीना मूळनायक

संवत् १६७९ मां प्रतिष्ठित. ( जूओ पृ० ५ )

ઘોડાનું. વચમાં દેવી (ચાર હાથની) આજુબાજુ બે ઘોડા તથા તેની આજુબાજુ બે હાથી છે.

લેખ—નં. ૮ પ્રમાણે વધારામાં સુરત બંદરે જૈન ચૈત્યાલયે તથા છેવટમાં બાઇ રતન પછી શંભવનાથ નિત્યં પ્રણમતિ શ્રીરસ્તુ છે.

**૧૦ શ્રી પાર્શ્વનાથ**—સર્પ ચિહ્ન ઊંચાઇ ૧૩ ઇંચ સંવત ૧૫૪૮ (જીવરાજ પાપડીવાળાજ લેખ)

**૧૧. શાંતિનાથ**—હરણ ચિહ્ન ઉંચી ૧॥ ફુટ સફેદ પાષાણ.

લેખ:—સં. ૧૮૦૫ વર્ષે શાકે ૧૬૭૧ પ્રવર્તમાને વૈશાખ માસે શુકલપક્ષે ચંદ્રવાસે શ્રી મૂલસંઘે સરસ્વતિગચ્છે બલાત્કારગણે ભ. કુંદકુંદાચાર્ય અનુક્રમાત્ ભ. વિદ્યાનંદી અનુક્રમાત્ ભ. મહાચંદ્રતત્પટ્ટે ભ. મેરૂચંદ્રતત્પટ્ટે ભ. જિનચંદ્રદેવાતત્પટ્ટે ભ. વિદ્યાનંદીગુરૂપદેશાત્ શ્રી સુરત બંદરે શ્રી આદિનાથ ચૈત્યાલયે શ્રી રાયકવાળ જ્ઞાતીય શા. સવજી તસ્યા ભાર્યા ચંદ્રાજી સુત લક્ષ્મીદાસ ભાર્યા બાઇ સોમી તસ્ય સુત શા. ધર્મદાસ ભાર્યા વાસંતીબાઇ તસ્ય સુત જગજીવન ભાર્યા નવી વહુ પ્રતિષ્ઠા શ્રી મૂલસંઘે શ્રી શાંતિનાથ સ્વામીને પ્રણમતે બાઇ રતનં નિત્યં પ્રણમતિ.

**૧૨. શ્રી સીતલનાથ**—ચિહ્ન કલ્પવૃક્ષ. સફેદ પાષાણ. ઊંચી ૧ ફુટ. સ્વસ્તિ સં. ૧૬૩૮ ફાગણ સુદી ૬ મૂલ સંઘે સરસ્વતી ગચ્છે બલાત્કારગણે કુન્દકુન્દાન્વયે......તત્પટ્ટે ભ. દેવેન્દ્રકીર્તિ તત્પટ્ટે, ભ. ધર્મભૂષણ ગુરૂપદેશાત્ બઘેરવાલ જ્ઞાતિય ચામરા ગોત્રે સંઘવી રાજુજી ભાર્યા સોકબાઇ, દશદાબાઇ...બાઇ એતેષાં પ્રતિષ્ઠિતમ્.

**૧૩. તીન ચૌવાસી**—ધાતુની વચ્ચે કાયોત્સર્ગ. ૧ ફુટ ૨ ઇંચ. શાયશ્રી વિક્રમ સં. ૧૪૯૯ વર્ષે વિખ્યાત મૂલ સંઘે તસ્મિન્ બલાત્કારગણે મૂલ શોભને સદાગચ્છે કીર્ત્યાલંકૃત ભૂતલે, કુન્દકુન્દાદિ મુનીશ્વર રત્નદેવેન્દ્રકીર્તિ સુકીર્તિ વ્યાપ્ત દિગન્તરઃ, વિદ્યાનંદિ ખ્યાતઃ સદ્ગુરૂપદેશતઃ સ્વચતુર્દિશે શ્રીતેજનતેજ બોધિકે, કૃષ્ણ પક્ષે

માઘસ્ય પંચમ્યામ્ રવિવાસરે, ગંધારાદિ...ટે રાયવંશે...ની ॥૪॥
તત્ર દેવેન્દ્રનામા ભુવિ ભાસ્વાન્નર્જુનઃ,...સાંસાદ૦ ભીમ વસ્નાસે રાજા-
રૂપોસદ્દવકતા પદ્માપ્ત્યો પવિધારક કારપિતુમ્ શુભમ્, દ્વાસપ્તતિ
જિનેન્દ્રસ્ય બિમ્બમ્ વાતીવ શોભનમ્. ॥૬॥

[આ શ્લોક ૬ લાઇનમાં પદ્યમાં છે. મૂર્તિની ત્રણે બાજુમાં છે.]

**૧૩-૧. પાર્શ્વનાથ**—૧ ફુટ, જીવરાજ પાપડીવાલ સં. ૧૫૪૮ નો લેખ.

**૧૪. કુંથુનાથ**—૧૫ ઇંચ સં. ૧૮૦૫ વાળો **સુરતની રાયકવાલ** જ્ઞાતિવાળો લેખ.

**૧૫. પાર્શ્વનાથ**—૧૧ ઇંચ, સફેદ પાષાણ સં. ૧૬૪૧ વર્ષે માઘ વદી ૧૩ બુધ ભ. ગુણકીર્તિ ગુરૂપદેશાત્ કંસાર સોમવંશે સંઘવી જીનસેવી ભાર્યા સમબાઇ તસ્યાઃ સુત સંઘવી પાતસેંગે ભાર્યા સંઘવી બબાઇ એતે શ્રી પાર્શ્વનાથં નિત્યં પ્રણુમન્તિ.

**૧૬. ચન્દ્રપ્રભુ**—૧૪ ઇંચ, સફેદ પાષાણ ૧૮૦૫ વાળો સુરતના રાયકવાળનો લેખ.

**૧૭. અજીતનાથ**—૧૦ ઇંચ, સફેદ પાષાણ, ૧૮૦૫ વાળો ઉપરોક્ત લેખ.

**૧૮. ૨૪ તીર્થંકરની**—ધાતુની ૧૪ ઇંચ, લેખ-સં. ૧૬૬૬ વર્ષે માઘ સુદી ૪ ગુરૂ મૂળ સંઘે સરસ્વતી ગચ્છે બલાત્કારગણે કુંદકુંદાચાર્યાન્વયે ભ૦ વીરચંદ્ર ભ૦ જ્ઞાનભૂષણ, ભ૦ પ્રભાચંદ ભ૦ વાદિચન્દ્રોપદેશાત્ શ્રીકમલકીર્તિ ભિઃ **સિંહપુરા** સંઘવી રાજા ભાર્યા મણીતસ્યાઃ સુત સંઘવી કાનજી ભાર્યા મર્ગાદે કમળાદે સંઘવીશ્રી કેલઇ ભાર્યા જગાદે સુત સં. શ્રી જસવન્ત ભાર્યા વેજળદે ગિરાત સંઘવી વીરજી ભાર્યા મીરાદે, નેમા ભાર્યા હીરાદે સુત સંઘવી નાગજી ભાર્યા જીવાદે ભ્રાત. સંઘવી ઘેલાજી ભાર્યા મોહનદે સંઘવી વ બાઇ ભાર્યા ગોરેદે સુત હરજી ભાર્યા શ્રાવિકાદિ એતે મિલિત્વા, પ્રતિષ્ઠિતમ્ બિમ્બમ્, અનુચર, વાદિચન્દ્ર પટ્ટે શ્રી બ્રહ્મચારી મોહનસાગર પટ્ટાભિષેક કૃત...........

**૧૯. સંભવનાથ, સફેદ પાષાણ**—સં. ૧૬૪૧ શ્રી મૂલ સંઘે જાહરીગચ્છે, ભ૦ જ્ઞાનભૂષણ: પ્રભાચંદ્ર: વાદિચન્દ્રોપદેશાત્ ભ૦ સંભવનાથ.........હુમડ વંશે દેવ શ્રીપાલ, ભાર્યા કમલદે સુત સબજી પ્રતિષ્ઠિતમ્.

**૨૦. અજિતનાથ**—ધાતુની ઇંચ ૩, મૂલ સંઘે ભ. જ્ઞાનભૂષણ ઉપદેશાત્ હુમડ જ્ઞાતિય કાન્હા ભાર્યા નરદે.

**૨૧. પાર્શ્વનાથ**—૪ ઇંચ, ધાતુની સં. ૧૭૨૨ જ્યેષ્ઠ સુદ ૨ શુક્રવારે મૂલ સંઘે ભ. મેરૂચન્દ્ર ઉપદેશાત્ સંઘવી ન્હાનજી નેમો પ્રણમતિ.

**૨૨. કમલાસન પ્રતિમા**—૪ ઇંચ ધાતુની. આ પ્રતિમા અર્ધ પદ્માસન છે.

**૨૩. ચરણ પાદુકા**—કાળા પાષાણની ૫×૪ ઇંચ. સં. ૧૭૪૭ વર્ષે ફાલ્ગુન સુદી...મૂલસંઘે બલાત્કાર ગણે બ્રહ્મ શ્રાવક નિત્યં...

**૨૪. ચરણ પાદુકા**—કાલા પાષાણની ૪×૪ ઇંચ વિ. સં. ૧૮૨૦ની મૂલ સંઘે...કીર્તિ ગુરોપદેશાત્ શાહ વાદકરણ જીવરાજ... દેવપાદુકા.

**૨૫. ચરણ પાદુકા**—સફેદ પાષાણ ૩॥×૨॥ ઇંચ. લેખ નથી.

**૨૬. સિદ્ધચક્ર યંત્ર**—ધાતુનું ગોળ ૬×૬.

**લેખ**—સં. ૧૭૨૨ વર્ષે જેઠ સુદી ૨ શુક્રે મૂલ સંઘે ભ. મહીચંદ્ર તત્પટ્ટે, ભ. મેરૂચંદ્રોપદેશાત્ **રાયકવાળ** જ્ઞાતીય શા. સવજી કુંવર તસ્ય ભાર્યા બાઇ રાજા તયોઃ સુત શા. મોહનતઃ સુંદરતઃ એતે પ્રણમતિ.

**૨૭. શ્રી કલિકુંડયંત્ર** મંત્ર સહિત ધાતુનું ગોળ ૭×૭.

લેખ-સં. ૧૬૬૭ વૈશાખ સુદી ૧૩ રવૌ મૂલસંઘે ભ. વાદીભૂષણ ગુરૂપદેશાત્ હું૦ શા. સાદર ભાર્યા જયવતી સુત શા. જીવરાજ ભ્રાતા શા. સુચા ભાર્યા સોભાગદે કલિકુંડ નિત્યં પ્રણમતિ.

૨૮. પ્રતિમા સફેદ પાષાણ આરસની ઉંચી ૧૪ ઇંચ

લેખ સં. ૧૬૫૩ મૂલસંઘે દાદાભાઇ કરમાલા.

૨૯. ચંદ્રપ્રભુ—સફેદ આરસ ૭ ઇંચ ઉંચી.

લેખ સં. ૧૫૪૮ વર્ષે વૈશાખ સુદી ૩ મૂલસંઘે હુંમડ જ્ઞાતીય...

૩૦. નેમનાથ—શંખ ચિહ્ન. કાળા આરસની...૭ ઇંચની સં. ૧૭૧૩.

૩૧. નેમનાથ ધાતુના—શંખ ચિન્હ ઉંચી ૬ ઇંચની.

લેખ—સં. ૧૮૦૫ વર્ષે વૈશાખ સુદી ૫ કાષ્ઠાસંઘે નંદીતટગચ્છે ભ. સકલકીર્તિજી સુરત.

૩૨. પાર્શ્વનાથ—ધાતુની ઉંચી ૪ ઇંચ ૭ ફેણ સહિત. સં. ૧૬૨૨ વર્ષે પોષ સુદી ૬ શની વાસરે...તત્પટે ભ. વિદ્યાભૂષણ...

૩૩. પાર્શ્વનાથ—ધાતુની ૭ ફેણવાળી ઉંચી ૪ ઇંચ.

લેખ—મૂલસંઘે ભ. શ્રુતવરોપદેશાત્ ચિત્રોડા જ્ઞાતૌ શા ગોપાળ ભાર્યા ધર્માઇ.

૩૪. પદ્મપ્રભુ ધાતુની કમળ ચિન્હ ઉંચી ૩ ઇંચ.

લેખ—સં. ૧૭૩૦ માઘ સુદી ૩ કાષ્ઠા સંઘે નંદીતટગચ્છે રામસેનાન્વયે ભ. માધનંદી દોશી વીણાદાસ......

૩૫. સિદ્ધચક્રનું તાંબાનું યંત્ર—ગોળ ૫ ઇંચનું તૂટેલું સં. ૧૬૩૦ ચૈત્ર સુદી ૫ મૂલસંઘે ભ. જ્ઞાનભૂષણ ભ. પ્રભાચંદ્રોપદેશાત્ સિંહપુરા જ્ઞાતીય સંઘવી પામાસ......

૩૬. સમ્યગ્દર્શન યંત્ર તાંબાનું—ગોળ ૬ ઇંચનું સં. ૧૭૧૩ વર્ષે ફાગણ વદી ૧ ગુરુવાર મૂલ સંઘે ભારતી ગચ્છે બલાત્કાર ગણે કુંદકુંદાન્વયે ભ. વાદીચંદ્ર ભ. મહિચંદ્ર ઉપદેશાત્ હુંમડ જ્ઞાતીય શા. ઇંદ્રજી રામજી તસ્ય ભાર્યા બા. ચાંગા તયોઃ સુતો રૂપજી મનજી નામાનો તેષાંમધ્યે બાઇ ચાંગા યંત્રમ્ પ્રણમતિ.

**૩૭. યંત્ર તાંબાનું**—આઠ કોણાનું, ગોળ ૫ ઇંચનું, સં. ૧૫૦૭ વર્ષે આચાર્યશ્રી દેવેન્દ્રકીર્તિ દેવા તત્ શિષ્ય શ્રી વિદ્યાનંદી ગુરૂપદેશાત્ હુંબડ વંશે શા. અંઇયા કારાપિતમ્ શ્રી મૂલ સંઘે સરસ્વતિ ગચ્છે........

**૩૮. સીતળનાથ**—સફેદ પાષાણ કલ્પવૃક્ષ ચિહ્ન ૨॥ ફીટ ઊંચા.

**લેખ**—૧૮૦૫ વાળો સૂરતનો **રાયકવાળ** જાતિનો ઉપરના નં. ૧૦ માફક.

**૩૯. મહાવીર**—સિંહ લાંછન. સફેદ પાષાણની ૧૩ ઇંચની પ્રાચીન છે. લેખ નથી.

**૪૦. સુપાર્શ્વનાથ**—સફેદ પાષાણ, ૧॥ ફુટનો ૧૮૦૫ ના લેખવાળો **સૂરતના રાયકવાળના આદિનાથ ચૈત્યાલયનો.**

**૪૧. આદિનાથ**—રૂષભ ચિહ્ન સફેદ પાષાણ, ૧૨ ઇંચના ૧૮૦૫ વાળો લેખજ છે.

**૪૨. ચંદ્રપ્રભુ**—ચંદ્ર ચિહ્ન, સફેદ પાષાણ ૧ ફુટની.

**લેખ**—સંવત દેખાતો નથી, ઘસાઇ ગયો છે. માત્ર પદ્મનંદી શિષ્ય......આચાર્યશ્રી વિદ્યાનંદી ગુરૂપદેશાત્......ચંદ્રપ્રભ પ્રતિમા કારાપિતમ્. ઘણી પ્રાચીન જણાય છે.

**૪૩. ચોવીશી ધાતુની**—૧૪ ઇંચ ઊંચી. નીચે દેવ દેવી ઇંદ્ર વગેરે છે.

**લેખ**—સં. ૧૬૮૪ વર્ષે માઘ વદી ૨ સોમે મૂલ સંઘે સરસ્વતિ ગચ્છે બલાત્કારગણે કુંદકુંદાચાર્યાન્વયે ભ. વિદ્યાનંદી દેવા સ્તત્પટ્ટે ભ. મલ્લીભૂષણદેવાતત્પ૦ ભ. લક્ષ્મીચંદ્રદેવાતત્પ૦ ભ. અભયચંદ્રદેવાતત્પ૦ ભ. અભયનંદીદેવાતત્પ૦ ભ. રત્નકીર્તિદેવાતત્પ૦ ભ. કુમુદચંદ્રોપદેશાત્ સિંહપુરા જ્ઞાતીય સં. કાવડા ભાર્યા બલાદે તયો પુત્રો સં. મેરજી રાયજી હીરાદે સં. જીવરાજ ભાર્યા જીવાદે સં. જીવાદે.

તયોઃ પુત્રૌ મનજી ધનજી સં. દો ભાઇ ભાર્યા સં. પાનબાઇ સં. નંદાજા ભાર્યા સં. નાગબાઇ તયો પુત્રૌ **સં. રૂપજી** પ્રતિષ્ઠા કરાપિતમ્.

**૪૪. ચોવીસી ધાતુની** મૂલનાયક મહાવીરસ્વામિ ૧૧ ઈંચની નીચે દેવ દેવી ઇન્દ્રો તથા શેઠ શેઠાણી આજુબાજુ હાથ જોડી ઉભેલા છે. પ્રાચીન છે.

લેખ—સં. ૧૫૪૪ વર્ષે વૈશાખ સુદી ૩ સોમે મૂલસંઘે ભ. ભુવનકીર્તિતત્પ૦ ભ. જ્ઞાનભૂષણગુરોર્દેપશાત્ હુંબડ શા રામા ભાર્યા કરમી સુત કરણા ભાર્યા હીરા સુત મના એતે નિત્યમ્ પ્રણમ્ય શ્રી મહાવીરજિનમ્.

**૪૫. ચોવીસી ધાતુની** ૧૧ ઈંચની. નીચે ઇન્દ્ર ઇન્દ્રાણી સિંહ વગેરે કોતરેલા છે. મૂલનાયક ચંદ્રપ્રભુ સં. ૧૫૨૩ વર્ષે વૈશાખ સુદી ૧૩ ગુરૌ મૂલસંઘે સરસ્વતિગચ્છે બલાત્કારગણે ભ. સકલકીર્તિદેવાસ્તત્પટ્ટે **ભ. શ્રી ભુવનકીર્તિ** ગુરૂપદેશાત્ હુંબડ ખદા ભાર્યા ભૂરી સુતા રાજૂકર......એતે ચંદ્રપ્રભ ચ વસ્તિકા નિત્યં પ્રણમંતિ.

**૪૬. ખડગાસન આર્જિકા** પ્રતિમા-૨ ફુટની સફેદ પાષાણની તેના ઉપર શ્રી શાંતિનાથ ભગવાનની પદ્માસન પ્રતિમા છે. તથા તેની આજુબાજુ હાથી પર બેઠેલા ઇન્દ્રો કળશ ઢોળતા દેખાય છે. આર્જિકાજીના જમણા હાથમાં માળા છે. અને ડાબા હાથમાં કમંડલ તથા પીછી છે. આર્જિકાજીની જમણી બાજુએ નીચે એક આર્જિકા બેઠેલાં છે તેની નીચે **આર્જિકા રત્નસૂરી** કોતરેલું છે. આર્જિકાના હાથમાં કમંડલ પીછી છે. ડાબી બાજુ **ક્ષુલ્લિકાની** મૂર્તિ કોતરેલી છે. તેના હાથમાં પણ કમંડળ પીછી છે ને નીચે ક્ષુ૦ **જિનમતી** નામ કોતરેલું છે. આવી પ્રતિમા કશેજ જોવામાં આવતી નથી. એ વિચારવા યોગ્ય છે.

**લેખ**—સં. ૧૫૪૪ વર્ષે વૈશાખ સુદી ૩ સોમે મૂળ સંઘે સરસ્વતિ ગચ્છે બલાત્કાર ગણે ભ. વિદ્યાનંદી દેવા સ્તત્પટ્ટે ભ.

મલ્લીભૂષણ, સ્તંભતીર્થે (ખંભાત તીર્થે) હુંબડ જ્ઞાતીય શ્રેષ્ઠી ચાંપા ભાર્યા રૂપીણી તત્પુત્રી આર્જિકા વિદ્યાનંદી દીક્ષિતા આર્જિકા કલ્યાણી તત્ચેલની અગ્રોતક જ્ઞાતો શા દેવા ભાર્યા નારીંગદે પુત્રી જિનમતી નરસહી કારાપિતમ્ પ્રણમતિ નિત્યમ્ શ્રિયો યમ્.

## ભોંયતળીએ બહારની વેદીમાં.

**૪૬. સીતલનાથ**—સફેદ પાષાણ કલ્પવૃક્ષ ચિહ્ન ૧ ફુટ ઉંચા.

**લેખ**—સં. ૧૫૪૮ વર્ષે વૈશાખ સુદી ૩ મૂલ સંઘે વગેરે જીવરાજ પાપડીવાલવાળો ૧૫૪૮ નો લેખ છે.

**૪૭. પાર્શ્વનાથ**—૭ ફેણવાળા સફેદ પાષાણ ૧૦ ઇંચના એ ઉપર પણ ૧૫૪૮ નો એજ લેખ છે.

**૪૮. પાર્શ્વનાથ**—૭ ફેણવાળા ૧૦ ઇંચના એ ઉપર પણ ૧૫૪૮ વાળોજ જીવરાજ પાપડીવાલવાળો લેખ છે.

## ચંદ્રપ્રભુની વેદીની આગળ બારણા પાસે દીવાલ પરનો આરસ પરનો શિલાલેખ.

—આ પવાસણ મુંબાઇના વીસા હુમડ સ્વર્ગવાસી શેઠ હીરાચંદ ગુમાનજીના ચિરંજીવી-પાનાચંદ, તથા માણેકચંદ તથા નવલચંદ એઓએ પોતાના તીર્થ રૂપની યાદગીરી સારૂ બંધાવી પ્રતિષ્ઠા કરી છે. સં. ૧૯૩૯ વૈશાખ સુદ ૧૦ બુધવાર શાકે ૧૮૦૫.

(લેખ ઉતાર્યો તા. ૭-૧૧-૫૪)

---

## પહેલા માળની પ્રતિમાઓ.

**૧. આદિનાથ મૂળનાયક (ઋષભનાથ)** સફેદ આરસના ૧ ફુટ ઉંચા.

**લેખ**—સં. ૧૩૧૩ વર્ષે બરાબર વંચાય છે તે પછીની લીટીઓ વંચાતી નથી કેમકે પાછળથી સીમીટથી ઢીટ છે. આ મૂળનાયકની પ્રતિમા પ્રાચીન છે.

૨. **આદિનાથસ્વામી**—જમણી બાજુએ સફેદ આરસ. ઋષભ ચિન્હ છે. ઉંચી ૨ ફુટ છે.

**લેખ**—સં. ૧૮૦૫ વર્ષે શાકે ૧૬૭૧ વર્તમાને વૈશાખ માસે શુકલ પક્ષે ૫ ચન્દ્રવાસરે **સુરત** બંદરે શ્રી જિન ચૈત્યાલે મૂલસંઘે સરસ્વતીગચ્છે બલાત્કાર ગણે શ્રીકુન્દકુન્દાચાર્યાન્વયે પદ્મ-નંદી દેવા તત્પટ્ટે દેવેંદ્રકીર્તિ તત્પટ્ટે ભ૦ શ્રીવિદ્યાનન્દી તત્પટ્ટે ભ૦ મલ્લી-ભૂષણ ભ૦ લક્ષ્મીચન્દ્ર તત્પટ્ટે ભ૦ વીરચન્દ્ર તત્પટ્ટે ભ૦ જ્ઞાન-ભૂષણ તત્પટ્ટે ભ૦ પ્રભાચન્દ્રઃ તત્પટ્ટે ભ૦ વાદિચન્દ્રઃ તત્પટ્ટે ભ૦ મહિચન્દ્રાઃ તત્પટ્ટે ભ૦ જિનચન્દ્રાઃ તત્પટ્ટે ભ૦ **વિદ્યાનન્દિ** ગુરૌ ઉપદેશાત્ **રાયકવાળ** જ્ઞાતીય શા. કુઅરજી શા સવજી પુત્ર શા. લક્ષ્મીદાસ સ્તત્પુત્ર શા. ધર્મદાસ તસ્ય ભાર્યા રતન વહુ તસ્ય પુત્ર શા. જગજીવનદાસ તસ્ય ભાર્યા નવી વહુ તાભ્યાં પ્રતિષ્ઠા કૃતા...... **રતનશ્રી** ઋષભનાથમ્ પ્રણમતિ.

૩. **શ્રી. શીતળનાથ**—ડાબી બાજુએ સફેદ આરસ. કલ્પવૃક્ષનું ચિહ્ન. ઉંચી ૧૮ ઇંચ. તેના ઉપર પણ સં. ૧૮૦૫ નો સુરતનો **રાયકવાળ** જ્ઞાતિના જગવનદાસનોજ લેખ છે.

૪. **શ્રી પારસનાથ**—ધાતુના સાત ફેણવાળા ઉંચાઈ ૪ ઇંચ.

**લેખ**—સં. ૧૫૪૬ વૈશાખ સુદી ૧૩ રવૌ મૂલસંઘે ભ૦ શ્રી મલ્લિભૂષણ તત્પટ્ટે ભ. લક્ષ્મીચંદ્ર પ્રણમતિ ભ. અભયચન્દે પ્રતિષ્ઠિતમ્.

૫. **શ્રી કુંથુનાથ**—ધાતુની પદ્માસન ઉંચાઇ ૩॥ ઇંચની ચિન્હ બકરો.

**લેખ**—અથ સં. ૧૭૨૨ વર્ષે જ્યેષ્ઠ સુદી ૩ શુક્રે મૂલસંઘે ભ૦ મેરૂચંદ્રોપદેશાત્ હુમડ જ્ઞાતિય શા. અખંડ વેલજી અમરસી કપોદ નમતિ.

૬. **શ્રેયાંસનાથ**—ધાતુના. ગેંડાનું ચિન્હ. ઉંચાઇ ૪ ઇંચ આજુબાજુ નીચે બે વાઘ છે. સં. ૧૫૪૫ વર્ષે વૈશાખ વદી ૧૨

/

श्री १०८ आर्जिकाजी श्री जिनमतीजी-खड्गासन प्रतिमा २ फूट ऊंची सं० १५४५ मां प्रतिष्ठित. जूनी दहेरानी श्री चंद्रप्रभुनी वेदीनी बाजुमां छे. [जूओ पृ० १४-१५]

સ્વકિ મૂળ સંઘે ભ. મેહિભૂષણ દેવા સંઘપુરા જ્ઞાતીય ઠારવા ભાર્યા. પ્રણમતિ નિત્યં.

૭. શ્રી સંભવનાથ—ધાતુની ચિહ્ન ઘોડાનું ૪ ઇંચ મૂળ સંઘે શ્રી રત્નકીર્તિ, લલિતકીર્તિ કોહં......

૮. શ્રેયાંસનાથ ધાતુની—ચિહ્ન ગેંડાનું ૪ ઇંચ નીચે ચિહ્નની બાજુમાં બે વાઘ છે. તથા લેખ સંવત ૧૫૪૫ નો નં. ૬ પ્રમાણેનો છે.

૯. મહાવીર સ્વામી—ચિહ્ન સિંહ ૪ ઇંચ.

લેખ–સંવત ૧૭૨૨ જ્યેષ્ઠ સુદી ૩ ને શુક્રે મૂળસંઘે ભ૦ શ્રી મેરૂચંદ્રોપદેશાત શા. લક્ષ્મીદાસ લાંબા સુત કેરદાસમ્ પ્રણમતિ.

૧૦. પારસનાથ—સાત ફેણસ. સર્પનું ચિહ્ન. આજુબાજુ વાઘ છે. ઉંચાઇ ૪ા ઇંચ સં. ૧૫૩૬ વર્ષે વૈશાખ સુદ ૧૦ બુધે શ્રી કાષ્ટા સંઘે શ્રી નંદી. સોમકીર્તિ શ્રી વીરસેન હુંબડ જ્ઞાતિ વિસ્વરુપ ગોત્રે મ. આદ્રા ભાર્યા લતિકા પ્રણમતિ.

૧૧ શાંતિનાથ—ચાંદીની પ્રતિમા હરણનું ચિન્હ. ઉંચાઇ ૪ ઇંચ. સં. ૧૯૬૩ દિ. ચૈત્ર સુદ ૧૩ વાર શુક્રે મૂળસંઘે સરસ્વતિ-ગચ્છે બલાત્કારગણે કુંદકુંદાચાર્યાન્વયે ભ. ગુણચંદ્રજી. તાસવાળા સ્વ. શેઠ ઘેલાભાઇ ધરમચંદ તરફથી.

૧૨. ચાંદીની ચૌવીસી—૩ા ઇંચ તાસવાળા છગનલાલ ઘેલાભાઇ (સુરત) સં. ૧૯૮૩.

૧૩ ચંદ્રપ્રભુની શ્યામ રંગની પ્રતિમા—ચિન્હ ચંદ્રનું સં. ૧૮૦૫ રાયકવાળ જ્ઞાતિનો લેખ નં. ૨ મુજબ.

૧૪. પંચ પરમેષ્ટી ધાતુના—૬ ઇંચ હરણનું ચિન્હ, આજુ-બાજુ દેવ દેવીઓ હાથી સિંહ વગેરે છે. સં. ૧૫૨૯ વર્ષે વૈશાખ

સુદી ૭ મૂળસંઘે વિદ્યાનંદી ગુરૂપદેશાત **હુંબડ** જ્ઞાતિ શ્રેષ્ઠી ધના ભાર્યા કનકી ભાર્યા પુત્રી **શ્રે.** વીકા ભાર્યા રમાઇ યેતે પ્રણમતિ.

**૧૫. શ્રી પાર્શ્વનાથ**—સર્પ ચિહ્ન સાત ફેણ ચાંદીના ૩ ઇંચના ૧૦૮ શ્રી મૂળ સંઘે બલાત્કાર ગણે વા. હી. લાભચંદ ખુશાલચંદના સુત માણેકચંદ (સુરત).

**૧૬. વિમલનાથ**—ચિહ્ન સુવર ૧૮૦૫ **રાયકવાળની** પ્રતિષ્ઠા વખતનો લેખ નં. ૨ પ્રમાણે.

**૧૭. ધાતુના પંચ પરમેષ્ઠી**—શ્રી કુંથુનાથ ચિહ્ન બકરો. આજુબાજુ દેવ દેવીઓ સિંહ હાથી. સંવત ૧૫૧૩ વર્ષે વૈશાખ સુદ ૧૦ બુધે શ્રી મૂળ સંઘે આ. શ્રી વિદ્યાનંદી ગુરૂપદેશાત **હુંબડ** જ્ઞાતિય દો૦ ડુંગર ભાર્યા પાનીદે બહદે સુત વીકા ભાર્યા **મટકુ** તેનેદ શ્રી જિન બિંદોસી સખા ભાર્યા લાસુદા વંકારિતા.

**૧૮. શ્રી ચંદ્રપ્રભુ**—ચન્દ્રમાનું ચિહ્ન. ઉંચાઇ ૧॥ ફુટ (૧૮ ઇંચ) સં. ૧૯૮૩ વૈશાખ માસે શુકલ ૧૦ બુધવાસરે **શ્રી** મૂળસંઘે સરસ્વતિ ગચ્છે બલાત્કાર ગણે શ્રી કુન્દકુન્દાન્વયે ભ. શ્રી સુરેન્દ્રકીર્તિજી ઉપદેશાત **વીસાહુંબડ** જ્ઞાતિ શા. તાસવાળા છગનલાલ ઘેલાભાઇ તથા પ્રતિષ્ઠિતં ચંદ્રપ્રભુ પ્રણમન્.

**૧૯. શ્રી આદિનાથ**—સફેદ પાષાણની ઘણીજ પ્રાચીન. ઉંચાઇ ૫॥ ઇંચ. લેખ છે, પરંતુ ઘસાઇ ગયા હોવાથી વંચાતો નથી.

**૨૦. ધાતુની પ્રતિમા**—ચિહ્ન ઘસાઇ ગયું છે. તેનો લેખ (ચન્દ્રપ્રભુ ગભારાંના લેખ નં. ૪૫ મુજબ પુરો લેખ છે. **સંવત** ૧૫૨૩ ની સાલનો.

**૨૧. ધાતુની પ્રતિમા**—ચિહ્ન ઘસાઇ ગયું છે. ઉંચાઇ ૩॥ ઇંચ. **સં.** ૧૫૪૮ શ્રી મૂળ સંઘે ભ. શ્રી મલ્લિભૂષણ **સં.** તેજાસુત **સં.** કાઉઆ ભાર્યા **સં.** પોમા સુતા નાકી.

૨૨. પાર્શ્વનાથ—સર્પ ચિહ્ન ઉંચાઇ ૩ા ઇંચ. સાત ફેણુસ ધાતુની—સં. ૧૫૬૦ વૈશાખ સુદી ૩ મૂળસંઘે ભ૦ મલ્લિભૂષણ ઉપદેશાત્......પ્રણમતિ.

૨૩. પારસનાથ ધાતુના—સર્પ ચિહ્ન ઉંચાઇ ૩ા ઇંચ સાત ફેણવાળી. સં. ૧૭૨૨ વર્ષે માગ સુદી ૨ ભ. શ્રી મેરૂચંદ્ર ઉપદેશાત્.

૨૪. ધાતુની મૂર્તિ -ચિહ્ન નથી (ઘસાઇ ગયું છે) ઉંચાઇ ૪ ઇંચ સં. ૧૬૪૬ વર્ષે જ્યેષ્ઠ સુદી ૬ શનેઉ શ્રી મૂલ સંઘે સરસ્વતી ગચ્છે બલાત્કાર ગણે ભ. શ્રી પદ્મનંદી ગુરૂપદેશાત્ હુંબડ જ્ઞાતિય અમરાદે વગેરે......

૨૫. ધાતુની મૂર્તિ ચિહ્ન ઘસાઇ ગયું છે. ૪ ઇંચ સંવત ૧૬૪૬ લેખ નં. ૨૫ પ્રમાણેનું લખાણ છે.

૨૬. પદ્માસન પ્રતિમાજી પીળા આરસની—ચિહ્ન વજ્ર દંડ ઉંચી ૧૯ ઇંચની.

લેખ સંવત ૧૪૯૯.

૨૭. વાસુપૂજ્ય—સફેદ પાષાણ ઉંચી ઇંચ ૧૪ ચિહ્ન ભેંસનું.

લેખ—સં. ૧૮૦૫ નોજ રાયકવાળ જ્ઞાતિનો સુરતનોજ.

૨૮. પાર્શ્વનાથ—સર્પ ચિહ્ન ને ફેણુ ૭ સહિત. સફેદ પાષાણુ.

લેખ—સં. ૧૫૪૮ નો જીવરાજ પાપડીવાળ વાળો.

૨૯. અનંતથાથ—સફેદ આરસની ઉંચી ૧૪ ઇંચ. ચિહ્ન સાહુડીનું.

લેખ—સં. ૧૮૦૫ વાળા સુરતના રાયકવાળ જ્ઞાતિનો.

૩૦. ચોમુખજી ધાતુના—૪ા ઇંચના લેખ નથી.

૩૧. પારસનાથ ધાતુના ૨ ઇંચના.

લેખ—સં. ૧૬૮૩ વર્ષે શ્રી મૂળસંઘે ભ० શ્રી પદ્મનંદી ગુરૂ-પદેશાત હુ० શાંતિવતા...

૩૨ ધાતુની પ્રતિમા—૨॥। ઇંચ ઉપર પાનવાળી. ૨॥। ઈંચની લેખ મૂલસંઘ ભ० શ્રી જ્ઞાનભૂષણ શ્રે०

૩૩-૩૪-૩૫-૩૬—ધાતુની દરેક આશરે ૨ ઈંચની ધાતુની.

લેખ—સં. ૧૬૪૨ માઘ સુદી ૭ શ્રી મૂળસંઘે.

૩૭. પાર્શ્વનાથ—ધાતુની ૨ ઇંચની. લેખ નથી. ફેણવાળી જુની

૩૮. ચાંદીની પ્રતિમા—૧॥ ઇંચની. લેખ નથી.

૩૯. પાર્શ્વનાથની—ધાતુની ૧॥ ઈંચની.

લેખ—મૂળસંઘે વંચાય છે.

૪૦. ધાતુની પ્રતિમા—૧ ઇંચની. લેખ નથી.

૪૧. પાર્શ્વનાથ—ધાતુની ૧॥ ઇંચની. લેખ નથી.

૪૨. પાર્શ્વનાથ—ધાતુની ૧॥ ઈંચની. લેખ-મૂળસંઘે છે.

૪૩. ચાંદીનું મોઢું (મુખ)—૧ મોટી મૂછવાળું ૨ ઈંચનું.

૪૪. શિખરજીનો પાષાણ—ચાંદીની બેઠક સાથે ૭ ઈંચનો લેખ—શા ભગવાનદાસ કોદરજી સં. ૧૯૬૨ ના માહા સુદ ૫ વાર સનેઉ, મૂળસંઘ શિખરજી મહારાજ.

૪૫. ધર્મનાથ—ચિહ્ન વ્રજદંડ. સફેદ પાષાણ પદ્માસન ઇંચ ૧૫. લેખ સુરતનો સં. ૧૮૦૫ રાયકવાળ જ્ઞાતીનો.

૪૬. પારસનાથ—સફેદ પાષાણ ૧૪॥ ઈંચ, ૧૮૦૫ નો લેખ રાયકવાળ જ્ઞાતિનો

૪૭. મલ્લિનાથ—સફેદ પાષાણ ૧૬॥ ઈંચ ૧૮૦૫ નો રાય-કવાળ જ્ઞાતિનો લેખ.

૪૮. અભિનન્દન—સફેદ પાષાણ ૧૪॥ ઇંચ ૧૮૦૫ નો રાયકવાળ જ્ઞાતિનો લેખ.

૪૯. પુષ્પદંત—સફેદ પાષાણ ૧૪॥ ઇંચ. ૧૮૦૫ નો રાયકવાળ જ્ઞાતિનો લેખ.

૫૦. સંભવનાથ—પીળો પાષાણ ૧૨ ઇંચ સં. ૧૬૩૦ નો લેખ. વધારે વંચાતું નથી.

૫૧. પારસનાથ—કાળા પાષાણના નવફેણ સહિત. સર્પનું ચિહ્ન ૧૬ ઇંચ. સં. ૧૬૪૨ વર્ષે માહ સુદ ૩ સરસ્વતી ગચ્છે બાલાત્કાર ગણે........વાદિભૂષણ ગુરૂપદેશાત સેર વંશે શાહ સોમ ભાર્યા દેવકી સુ શાહ જિવાજાતિ ગદે શ્રી બાઇ........પ્રણમતિ.

૫૨. પારસનાથ—ધાતુના પિત્તળના સાતફેણવાળા ૯॥ ઇંચ સં. ૧૬૬૬ વર્ષે માઘ વદ ૪ મૂળસંઘે ભટ્ટારક શ્રી વાદિચંદ્રોપદેશાત્ ગોંગા હુમડ સંઘવી ગણુરાજ ભાર્યા લક્ષ્માદે પુત્રી આર્યા કમલશ્રી નમતિ.

૫૩. અભિનન્દન—પીળા પાષાણની પદ્માસન પ્રતિમા ૧૮૦૫ નો રાયકવાળ જ્ઞાતિનો લેખ.

૫ . શાંતિ, કુંથુ, અસરહ, ખડગાસન—ધાતુની રત્નત્રય પ્રતિમા.

૫૫. ચરણ પાદુકા—ચિહ્ન સહિત નીચે દેવીદેવતા, ઉંચાઇ ૭ ઇંચ. સં. ૧૫૧૫ માઘ સુદ ૧૧ રવઉ શ્રી મૂળસંઘે બલાત્કાર ગણે સરસ્વતી ગચ્છે શ્રી કુંદકુંદાચાર્યાનું વયે ભ. શ્રીસકલકીર્તિ દેવા તત્પદે ભ. શ્રી. ભુવનકિર્તી ઉપદેશાત હુંબડ જ્ઞાતિ શ્રે. પદ્મા સા. વ. હરસીયા શ્રે. ભીમાસા ભાર્યા વીકાઉ સુત તયો પુત્ર પવભોજા સેનીહાસા વસાવાલ ભાર્યા બમીણી, કમીણી રમાદે ગંગા ચાદે નિત્યં પ્રણમતિ.

૫૬. રત્નત્રય ધાતુના—૫॥ ઇંચ ઉંચી ખડગાસન શાંતિ, કુંથુ, અરહ.

લેખ—સં. ૧૫૪૧ વૈશાખ વદ ૫ ગુરૂઉ શ્રી મૂલ સંઘે ભ.

શ્રી મલ્લિભૂષણ ગુરૂ ઉપદેશાત્ પં. જોગા સુત શ્રેષ્ટિ રણાપર ભાર્યા ધનાઇ પ્રણમતિ.

**૫૭. રત્નત્રય ધાતુના**—(શાંતિ કુંથુ, અરહ) ખડગાસન ૫. ઈંચ સંવત ૧૫૪૧ વર્ષે વૈશાખ વદ ૫ ગુરઉ શ્રી મૂલસંઘે ભ૦ શ્રી વિદ્યાનંદી ભ૦ શ્રી મલ્લિભૂષણ શ્રે૦ દેવાસુત પલ્હાદ્રયોઃ શ્રી ૮. વ. ક. કારિતમ્.

**૫૮. પદ્માસન ધાતુની પ્રતિમા**—ચિહ્ન નથી. ૩ ઈંચ સંવત ૧૬૮૧ ફાલગુણ સુદી ૧૩ ગુરૌ કાષ્ટા સંઘે ભ૦ શ્રી ચંદ્રકીર્તિ તેવાસા માધવસા મોહન સુત રૂપજી ક્રીકા.

**૫૯. પદ્માસન ધાતુની**—ચિહ્ન નથી. ૩ ઈંચ સંવત ૧૬૮૧ ફાલગુણ સુદી ૧૩ ગુરૌ શ્રી મૂળસંઘે ભ૦ શ્રી રામકીર્તિ ઉપદેશાત્ પ્રેમજી.

**૬૦. પદ્માસન પારસનાથ**—ધાતુના ૩ ઈંચ (ફેણવાળી) સં. ૧૬૬૦ વર્ષે વૈશાખ સુદી ૫ બુધે શ્રી કાષ્ટા સંઘે ભ૦ શ્રી ભૂષણ તત્પટ્ટે શ્રી મહેન્દ્રસેન વતે સોમા પારસનાથ પ્રણમતિ.

**૬૧. ચરણ પાદુકા**—ધાતુના ૨॥×૪ ઈંચ સંવત નથી. શ્રી મૂલ સંઘે ભ૦ શ્રી વિદ્યાનંદી ગુરૂ પાદુકા ઝરન પાલઃ પ્રણમતિ નિત્યમ્.

**૬૨. ચરણ પાદુકા**—ધાતુના ૩×૩ ઈંચ સંવત ૧૫૪૪ વર્ષે વૈશાખ......લેખ વંચાતો નથી.

**૬૩. શાસ્ત્રરૂપમાં ધાતુ ઉપર શ્લોક**—ચારે બાજુ ત્રૈકાલ્યં દ્રવ્ય ષટ્કં વાળો શ્લોક છે. ૩॥×૨ ઈંચ, લેખ સંવત ૧૫૯૭ વર્ષે શ્રી મૂલ સંઘે સરસ્વતિ ગચ્છે ભ૦ શ્રી વિદ્યાનંદિપટ્ટે શ્રી મલ્લિભૂષણ પટ્ટે લક્ષ્મીચંદ્રાદેશાત્ **સિંહપુરા** જ્ઞાતિ સાંવર પાલા ભાર્યા મલાઇ-સુત સંઘવી હેમાસા ભાર્યા રનોદે સુનાકર કરગીસુ ના કાન્હી ભાર્યા રૂનાદે........બાકીનું વંચાતું નથી.

**૬૪. યંત્ર ષોડશકારણ**—ચાંદીનું ગોળ ૭x૭ ઇંચ સંવત ૨૦૦૩ ભાદરવા વદ ૫ ને રવિવારે શ્રી સુરત જુના મંદિરમાં તાસવાળા શેઠ સોભાગંદ સાકેરચંદના સ્મરણાર્થે મુકવામાં આવ્યું છે.

**૬૫. યંત્ર ષોડશકારણ**—ચાંદીનું ૭x૭ ઇંચ ગોળ સંવત ૨૦૦૩ ભાદરવા વદ ૫ ને રવિવારે શ્રી સુરત જુના મંદિરમાં તાસવાળા શેઠ છગનલાલ ઘેલાભાઇના સ્મરણાર્થે મુકવામાં આવ્યું છે.

**૬૬. યંત્ર દશ લક્ષણ**—ચાંદીનું ૫x૫ ગોળ બાઇ કસ્તુર મંછારામ સુંદરલાલની ધણીઆણીના પુજામાં સંવત ૧૯૫૩ ના ચૈત્ર સુદ ૫ ને વાર બુધે.

**૬૭. યંત્ર દશ લક્ષણ**—ચાંદીનું ૬x૬ ગોળ સંવત ૧૮૬૭ પોષ સુદ ૯ વાર શનૌ શ્રી મૂલ સંઘે ભ૦ શ્રી વિદ્યાનંદિ તત્પટે ભ૦ શ્રી દેવેન્દ્રકીર્તિ તત્પટ્ટે ભ૦ શ્રી વિદ્યાભૂષણ પ્રણમતિ.

**૬૮. યંત્ર દશ લક્ષણ**—ચાંદીનું ૫x૫ ગોળ સંવત ૧૯૫૧ જેઠ સુદ ૧૦

**૬૯. યંત્ર દશ લક્ષણ**—ચાંદીનું ૪x૪ ગોળ સંવત ૧૯૫૭ ભાદરવા માસ શુકલ પક્ષે તિથિ ૫ વાર બુધે શ્રી દશ લક્ષણીનું યંત્ર શ્રી દશાહુંમડ બાઇ મંગી ફુલચંદ પ્રેમચંદની છોકરીએ મુકયું છે.

**૭૦. યંત્ર અષ્ટ કમલ દલ**—ચાંદીનું ૫x૫ ગોળ સંવત ૧૯૩૩ના ભાદરવા વદ ૭ વાર શનઉ શા. માણિકલાલ સુંદરલાલ મરી ગયા છે તેમના નિમિત્તે આ જન્તર હસ્તે બાઇ કેવલે દેવને અર્પણ કર્યું છે!

**૭૧. યંત્ર લઘુ ઋષિ મંડળ**—ધાતુનું ગોળ ૫x૫ સંવત ૧૭૬૨ વર્ષે મહા સુદી ૫ ભોમે......સંઘપુસ......લેખ વંચાતો નથી. (ઘસાઇ ગયો છે)

**૭૨. યંત્ર કલીકુંડ**—૭ ગોળ ધાતુનું સંવત ૧૬૪૦ વર્ષે

માગ વદી ૩ સોમે શ્રી મૂલ સંઘે ભ૦ શ્રી સુમતિકીર્તિ તટપટ્ટે ભ૦ શ્રી ગુણકીર્તિ ગુરૂપદેશાત્ હા. કા. સમરસે ભાર્યા ત્રાઉમદ ભાર્યા બ્રા૦ ગાંગા પ્રણમતિ.

૭૩. સિદ્ધયંત્ર—ગોળ ધાતુનું ૫ા ઇંચ સં. ૧૭૦૩ વૈશાખ સુદી બારસ બુધે શ્રી મૂલસંઘે સરસ્વતિગચ્છે શ્રી બલાત્કારગણે ભ૦ શ્રી પ્રભાચદ્ર તટપટ્ટે ભ૦ વાદીચંદ્ર ભ૦ શ્રી મહીચંદ્રો પદેશાત હુંબડ જ્ઞાતિએ શાહ શ્રી નાનજી ભાર્યા બાઇશ્રી રૂડી પ્રણમતિ સિદ્ધમ્.

૭૪. સિદ્ધયંત્ર—ગોળ ધાતુનું ૬×૬ સં. ૧૭૦૩ વૈશાખ સુદી ૧૨ બુધે શ્રી મૂલસંઘે વાગગચ્છે ભ૦ શ્રી પ્રભાચંદ્ર ભ૦ શ્રી વાદીચંદ્ર તટપટ્ટે ભ૦ શ્રી મહીચન્દ્રોપદેશાત્ હુંબડ પં. શ્રી ભીરજી ભાર્યા હર્ષાદે પુત્ર શા. રાયમલ પુત્ર રામજી વિજયકણા પ્રણમતિ સિદ્ધં.

સમ્યક્ચારિત્રનું યંત્ર તાંબાનું—ગોળ ૬ ઇંચનું લેખ સં. ૧૭૧૩ વર્ષે ફાલગુણ વદી ૧ ને ગરઉ શ્રી મૂલસંઘે ભારતીગચ્છે બલાત્કારગણે કુંદકુંદાન્વયે ભ૦ શ્રી વાદીચંદ્ર ભ૦ શ્રી મહીચન્દ્રોપદેશાત હુંબડ શા. ઇન્દ્રજી રામજી તરય ભાર્યા બાઇ ચાંગા તયોઃ સુતઉ શા. રૂપજી નમનજી નામા નઉ તે સોમ મધ્યે બાઇ ચાંગા પ્રણમતિ.

૭૬. સમ્યક્જ્ઞાન યંત્ર ચાંદીનું—ગોળ ૭ ઇંચ લેખ સં. ૧૯૮૮ વૈશાખ સુદ ૧૦ ના રોજ શ્રી દિગમ્બર જૈન દશા હુંમડ જ્ઞાતિ શેઠ ઘેલાભાઇ મંછાલાલના સ્મરણાર્થે શ્રી જુના દહેરાસરજીમાં અર્પણ કર્યું છે. શ્રી મૂળસંઘે સરસ્વતી ગચ્છે બલાદકાર ગણે શ્રી સુરેન્દ્રકીર્તિજી.

૭૭. સમ્યકદર્શન યંત્ર—ચાંદીનું ૬×૬ સં. ૧૯૮૮ ના વૈશાખ સુદ ૧૦ ને રોજ શ્રી દિ. જૈન વિસાહુમડ જ્ઞાતિ ઝવેરી શેઠ નવલચંદ હીરાચંદના વિધવા પરશનબાઇએ રત્નત્રય વ્રતના સ્મરણાર્થે શ્રી જુના દહેરાસરજીમાં અર્પણ કર્યું છેજી.

**૭૮. જલયાત્રા વિધાન યંત્ર**—ચાંદીનું ૮×૬ ઇંચનું અસીયો પરીજલ મંડળ સદશં વરૂણ મંડલ લેખનિબમ પ્રતિ પ્રતિષ્ઠા મધ્યે ઉક્ત પ્રસ્તિત દ્રવ્યજ વિલોક નિયં. આ યંત્ર સુરત નિ. દિ. જૈન હુંબડ જ્ઞાતિ બાઇ ધનકોર તે શા. ઘેલાભાઇ મંછાલાલના વિધવાના સ્મરણાર્થે શ્રી જુના દહેરાના આદિશ્વરજીના મંદિર મધ્યે મુકયું છે. સં. ૧૯૯૩

**૭૯. રૂષિમંડલ યંત્ર**—ચાંદીનું ૧૨×૧૨ ગોળ દે. પ્રે. (દેવચંદ પ્રેમચંદ) સુરત.

**૮૦. ત્રિકોણ યંત્ર**—તાંબાનું ૯×૭ ૨૦ કોઠાનું.

**૮૧. પદ્મમાવતીનું યંત્ર**—તાંબાનું ૫×૬ નું

**૮૨. ૧૭૦ નું યંત્ર**—તાંબાનું ૫×૫ નું ૨૦ કોઠાનું દરેક બાજુ તથા ચારે ખુણેથી ગણતાં ૧૭૦ આવે. નીચે લેખ છે શ્રી યંત્ર યંત્ર ધીરકસ્ય મનોવાંચ્છિત પદઇ સ્વાહાઃ (ચિત્ર લેવા લાયક છે.)

**૮૩. તાંબાનું હ્રીં યંત્ર**—આઠ કોઠાનું ગોળ ૩×૩ ઇંચનું.

**૮૪. ૨૦ કોઠાનું યંત્ર**—તાંબાનું ૩॥×૨॥ નું

**૮૫. વાયુ મંડળ યંત્ર તાંબાનું**—ગોળ સ્વાય વાળુ

**૮૬. આકાશ મંડળ યંત્ર**—ગોળ તાંબાનું હા, હા, વાળુ. ૧॥×૧॥

**૮૭. તાંબાનું યંત્ર**—ગોળ ૐ, હ્રીં, ગોળ (અંદરથી ચોરસ) ૩×૩ નું

**૮૮. કાંસાનું યંત્ર**—શ્રી સ્વસ્તિક ૩×૩ ગોળ

**૮૯. શિખરજીનો પાષાણ**—અને બેઠક ચાંદીની ૨ ઇંચ

**૯૦. તાંબાનું યંત્ર**—૩॥×૩॥ ફુટની

**૯૧. પાર્શ્વનાથ ધાતુના**—૯ ઇંચના ઊંચાઇ ... ય ફેણુ સહિત ને આજુબાજુ જમણીબાજુ પાર્શ્વનાથ ૬ ઇંચના ... ડાબીબાજુ

[library stamp]

**પદ્માવતી** ૬ ઈંચના ચાર હાથીવાળા તે ઉપર ત્રણ ફેણવાળા નાગ સહિત સંયુક્ત છે. ને વચ્ચે બે સર્પના ચિહ્ન છે.

લેખ–સં. ૧૫૨૨ વર્ષે જ્યેષ્ઠ સુદી ૨ શુક્રે શ્રી મૂળસંઘે સરસ્વતિ-ગચ્છે બલાત્કારગણે શ્રી કુંદકુંદાચાર્યાન્વયે ભટ્ટારક શ્રી વાદીચંદ્ર તત્પટ્ટે ભ. શ્રી મહીચંદ્ર ભ. શ્રી મેરૂચંદ્રોપદેશાત્ હુંબડ વીસા શા. નાથાભાર્યા નારંગદેતયોઃ પુત્રી બાઇવા બાઇ માનં જિનં પ્રણમતિ.

**૯૨. પાર્શ્વનાથ ધાતુના**—૪ ઇંચ પાંચ ફેણવાળા

લેખ—શ્રી મૂળસંઘે ભટ્ટારક શ્રી મલ્લીભૂષણ શિષ્ય કલ્યાણક.

**૯૩. શ્રેયાંસનાથ**—ધાતુના. ગેંડાનું ચિહ્ન છે. ઉચાઇ ઇંચ ૪ છે.

લેખ—સં. ૧૧૬૩ શ્રી મૂળસંઘે ભ. શ્રી વિદ્યાનંદી મલ્લિભૂષણ ને લક્ષ્મીચન્દ્ર સિંહ નન્દી સિંહપુરા......સાહૂ શ્રી સુરતં પ્રણમતિ.

**૯૪. આદિનાથ**—ધાતુની પ્રતિમા ૪॥ ઇંચ આજુબાજુ વાઘ ચીતરેલા છે.

લેખ—સંવત ૧૫૯૪ વર્ષે ફાલ્ગુણ વદી ૧૦ રવઉ શ્રી મૂલ-સંઘે ભ૦ શ્રી લક્ષ્મીચંદ્ર તત્પટ્ટે ભ૦ શ્રી અભયચન્દ્ર ઉપદેશાત્ હુમડ જ્ઞાતિય શ્રી ગણપતિ ભર્ગાંદે સુ. સં શ્રી વઠ ચન્દ્રાવતી પુત્રી.........પ્રણમતિ.

**૯૫. ધાતુની પ્રતિમા**—૩ ઇંચ ચિન્હ વગરની ઉપર ઝાડ બદામડીનું.

લેખ—ભ૦ શ્રી જ્ઞાનભૂષણ ઉપદેશાત્ બાઇ ઉંચી વર્ણમતિ સં.........નથી.

**૯૬. પાર્શ્વનાથ**—ધાતુના ૨॥ ઇંચ સાતફેણ સહિત. સંવત ૧૬૪૨ વર્ષે માઘ સુદી સાતમ સોમે શ્રી મૂલસંઘે ભ૦ શ્રી ગુણકીર્તિ ગુરૂ ઉપદેશાત્.

**૯૭ ચોવિસી ધાતુની**—૧૨ ઇંચ નીચે દેવ દેવી ઇન્દ્ર પદ્માવતી વાઘ વગેરે ચિત્રેલા છે.

**લેખ**—સંવત ૧૫૪૪ વર્ષે વૈશાખ સુદ ૩ ને સોમે શ્રી મૂલ સંઘે ભ૦ શ્રી વિદ્યાનંદી, ભ૦ શ્રી ભુવનકીર્તિ તટપટ્ટે, ભ૦ શ્રી જ્ઞાનભૂષણ ગુરૂપદેશાત્ હું. વુ. ધના ભા૦ ધર્મણિ સુ. વ. સમધર ભાર્યા માનું સુ. વુ. છરાજ વુ. સત્ર્વીર તથા સહસવીર નાસણ, તદ્દ પુત્રા શાણાં, કાહનાં ભગીની પુત્રી એતે પણમંતિ.

**૯૮. શ્રી પાર્શ્વનાથ**—ધાતુના ઇંચ ૧૩, નવ ફેણુ ડબ્બલ નાગનું ચિહ્ન છે. આજુબાજુ બે હાથી છે.

**લેખ**—સંવત ૧૬૭૮ વર્ષે જ્યેષ્ઠ સુદી ૧૦ ને શુક્રે શ્રી મૂલ સંઘે સરસ્વતી ગચ્છે બલાત્કાર ગણે કુંદ કુંદાચાર્યાનુવય ભ૦ શ્રી શુભચંદ્રદેવા તટપટ્ટે ભ૦ શ્રી સુમતિકીર્તિ દેવા તટપટ્ટે ભ૦ શ્રી ગુણકીર્તિ દેવા તટપટ્ટે ભ૦ શ્રી વાદિભૂષણ દેવા તટપટ્ટે ભ૦ શ્રી રામકીર્તિ ગુરૂપદેશાત્ તત્ શિષ્ય બ્રહ્મવર્ધમાન તત્ શિષ્ય **નાગદ્રા** જ્ઞાતીય બૃહદ્ શાખાયાં **પુણમીણ** ગોત્રે શાહા વીરા ભાર્યા હીરા તયો સુત બ્ર. રામાખ્ય: શ્રી પાર્શ્વનાથં નિત્યં પ્રણમતિ.

**૯૯. મહાવીર સ્વામી**—પીળા પાષાણના ૭ા ઇંચ સિંહના લાંચ્છન સહિત.

**લેખ**—સં. ૧૮૦૫ નો રાયકવાળ જ્ઞાતિનો સુરતનો છે.

**૧૦૦. શ્રી શાંતિનાથ**—સફેદ પાષાણ હરણનું ચિહ્ન ૭ા ઇંચ. આ મૂર્તિ ઉપર સંવત ૧૮૦૫ની સાલનો રાયકવાળ જ્ઞાતિનો સુરતનો લેખ છે.

**૧૦૧. શ્રી પાર્શ્વનાથ**—કાળા પાષાણની મૂર્તિ સર્પનું ચિહ્ન ઉંચાઇ ૧૪ ઇંચ, સંવત ૧૮૦૫ નો રાયકવાળ જ્ઞાતિનો સુરતનોજ લેખ છે.

**૧૦૨. શ્રી મહાવીરસ્વામી પીળા પાષાણના સિંહનું ચિન્હ** ઉંચાઇ ૧૩ ઇંચ સં. ૧૬૬૧ વંચાય છે. ઘણીજ પ્રાચીન હોવાથી લેખ ઘસાઇ ગયેલ છે

**૧૦૩. શ્રી ઋષભનાથ સફેદ પાષાણ**—૧૫ ઈંચ બળદનું ચિન્હ સં. ૧૮૦૫ નો સુરતના રાયકવાળ જ્ઞાતિનો લેખ છે.

૧૦૪. **શ્રી વિમલનાથ**—સુવરનું ચિન્હ સફેદ પાષાણ ૧૭॥ ઈંચ સં. ૧૮૦૫ નો રાયકવાળ જ્ઞાતિનો લેખ છે.

૧૦૫. **શ્રી અર્હનાથ**—પીળા પાષાણના ઇંચ ૨૧ લેખ ૧૪૯૯ વર્ષે વૈશાખ વદ ૧ વાર સોમ..................

શ્રી હુમડ જ્ઞાતિય શબ્દ વંચાય છે મૂર્તિ ફીટ કરેલી હોવાથી લેખ પૂરો વંચાતો નથી.

૧૦૬. **શ્રી વાસુપૂજ્ય**—ચિહ્‌ન પાડો સફેદ પાષાણ ઉંચાઇ ૧૩॥ ઇંચ ૧૮૦૫ નો સુરતનો રાયકવાળ જ્ઞાતિનો લેખ.

૧૦૭. **શ્રી પાર્શ્વનાથ**—સર્પનું ચિન્હ ઈંચ ૧૧ સફેદપાષાણ પાંચ ફેણ સં. ૧૫૪૮ વૈશાખ સુદી ૩ શ્રી મૂલસંઘે......જીવરાજ પાપડીવાળનો લેખ છે.

**૧૦૮. શ્રી મુનિસુવ્રત**—કાચબાનું ચિહ્‌ન સફેદ પાષાણ ઉંચાઇ ૧૩ ઇંચ સંવત ૧૮૦૫ નો રાયકવાળ જ્ઞાતિનો લેખ છે.

**૧૦૯, ૧૧૦, ૧૧૧-ધાતુની પ્રતિમાઓ**—૧॥ ઇંચની લંબાઇ ૪ ઇંચની એ૮કવાળા. લેખ નથી.

૧૧૨. **શ્રી પદ્મપ્રભુ**—સફેદ પાષાણ કમળનું ચિન્હ સં. ૧૮૦૫ નો સુરતનોજ લેખ.

૧૧૩. **તીન ચોવીસી**—ધાતુની ચૌમુખી ઉંચાઇ ૧૨ ઇંચ આગલી બાજુએ પદ્મકિર્તી અને બીજી બાજુ દૈવેન્દ્રકીર્તિ કોતરેલાં છે. કળશનું ચિહ્‌ન છે તથા આજુબાજુ હાથી છે. આજુબાજુ બીજા

